# પિ - છા - ન

લેખક:–સ્વ. શ્રી ઝવેરચંદ કાળિદાસ મેઘાણી

(પ્રથમાવૃત્તિમાંથી ઉદ્ધૃત)

આજથી આઠેક વર્ષ ઉપર વડીઆ રાજ્ય તાબેના અકાળા ગામે ત્યાંના વહીવટદાર મિત્ર હાથીભાઇ વાંકને ઘેર મારું જવું થયેલું. આંમોદર ગામના દાદાભાઇ ગઢવીની જોડે ત્યાં મારો મિલાપ કરાવવાનો હતો.

દાદાભાઇની ચારણી જીભની મેં જ્યારે તારીફ કરી ત્યારે એમણે મને પૂછ્યું:

"તમે દુલાને મળ્યા છો ?" મેં કહ્યું: "ના, દુલો કોણ ?"

"દુલો કાગ. મજાદરનો પરજીઓ ચારણ છે; ફાટેલ પિયા-લાનો છે, મુક્તાનંદજી સ્વામીનો એને માથે પંજો પડતાં એના હૈયામાંથી કવિતા ફૂટી છે."

દાદાભાઈના આ બોલ તુર્તજ મેં મારી ટિપ્પણ-પોથીમાં ટપકાવી લીધા. આજે એ નોંધ તપાસું છું ત્યારે તેમાં બે શબ્દો અક્ષરે અક્ષર લખેલા જડે છે: "ફાટેલ પિયાલાનો."

આ પૂર્વેના ચાર પાંચ વર્ષોમાં ઘણા ઘણા ચારણો, રાવળો, મીરો, તેમજ બીનધંધાર્થી વાર્તાકારોને મેં મળી લીધું હતું. તેમાંથી સચોટમાં સચોટ સાંભરણ મને સનાળી વાળા સદ્‌ગત ગુગુભાઇની હતી. 'મળીએ ત્યારે દિવસ રાત જોડે ને જોડે ખાઈએ

કાળા કેશનો ચોટલો: પાણીદાર છતાં પ્રશાન્ત બે આંખો: મેળાપ થયો તેમાં કશી ખાસ ઉલટ નહિ; ચહેરા પર નવા સમાગમનો કોઈ સાચો વા ધારણ કરેલો હર્ષ પણ નહિ. આજ યાદ કરૂં છું ત્યારે લાગે છે કે દિદારમાં અભિમાન, કડકાઈ અને વધુ પડતી ટાલાશ પણ નિહાળેલી. કંઈક તો બાવા સાધુ જેવા ભાસેલ

ગતે એમણે ફેંટો ઉતારી, ચોટલાના કેશ સમા કરી, પછી લક્ષ્મીનાથભાઈના કહ્યા પ્રમાણે પોતાની રચેલી, દેવીની, પ્રભુની તેમ જ ચારણ "આઇઓ"ની સ્તુતિના ઝડઝમકિયા છંદો ગાયા ત્યારે એમના ઘેરા, ગભીરા, મંદિર–ઘુમટના ઘંટ–રણકાર શા કંઠનો પરિચય થયો. છંદોની જડબાતોડ શબ્દ–ગૂંથણીને આસાનીથી રમાડતી એમની જીભની પણ શક્તિ દેખી. વધુમાં વધુ રસની વાત તો મેં એ જાણી લીધી કે આ દુલાભાઈ કોઈ રાજદરબારી કવિ નથી, પણ ઘરધણી ખેડૂત છે, અજાચી ચારણ છે, ને નિજાનંદ કાજે કાવ્યો રચે છે.

જાચણ વૃત્તિવાળું સ્વરૂપ આ અગાઉની બીજી મુલાકાતોમાં ઠીક ઠીક દેખેલું તેથી દુલાભાઈના આ સંસ્કાર નવી નવાઈ જેવા જણાયા.

તે પછી આજ સુધીમાં આઠ વર્ષના તડકાછાંયા આવ્યા ગયા છે. એ આઠ વર્ષની અમારી ઓળખાણ એકબીજાના અંતઃકરણોના સીમાડા ઓળગીને અંતરબાગમાં પહોંચી ગઈ છે મારી નજરમાંથી દુલાભાઈ ચારણ, દુલાભાઈ કવિ, દુલાભાઈ ભગત, દુલાભાઈ પૂજનીય પણ મટી ગયા છે. દુલાભાઈ 'ભાઈ' બન્યા છે. એટલે જ એમના કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખવા બેસતાં પહેલાં મેં દિવસોની જ નહિ, માસોની મૂંઝવણ અનુભવી છે.

ભાવનગરમાં મારો ને એમનો વારંવાર ભેટો થયો, ને અમે રોટલા પણ ભેળા બેસી જમતા થયા. ગીરમાં છેક તુળસીશ્યામ સુધી અમે ભેળા ભમ્યા ને પ્રથમ એમણે ઊંટ પર બેઠે બેઠે, ખાતા પીતા તેમજ સૂતાં બેસતા પોતાને સાંભરતી જુની વાતો તથા વિગતો મને સંભળાવ્યા જ કરી. તળાજાથી મહુવા સુધીની સાગરપટ્ટી સાથે ખુદ્દી મહુવા કતપરની ખારવણોના ટીપણી-ગીતો અમે મહુવાની બજારમાં ભેળા બેસીને ઉતારી લીધા.

રાવલ નદીની ભયાનક રૌદ્રપ્રેરતી એ રાત ડાચાફાડ ડુંગરને 'બોખીઆની ભૂલ થાપ' થી વેજલ કોઠો માનીને ચડેલા તે આથમતી સાંજરે એમણે, ડાચાફાડ પરથી મને ઉતારતે ઉતારતે ગાયેલ ભજનો; મધુવન મેથળાથી કોટડાની વાટે બગડ નદીના સાગર-સંગમ કોટડા-બારાને કાંઠે ભરતીનાં પાણી ઉતરવાની વાટ જોઈ બેઠા બેઠા આથમ-ટાણાના ત્રણ કલાક લગી, હું ઘેર જઈશ ત્યારે છોકરાં 'શું લાવ્યા?' પૂછશે તેને સારુ બારાની સમુદ્ર-રેતમાંથી અમે હીરા મોતી લેખે વીણેલી બહુરંગી અને ઘાટઘાટની ઝીણી મોટી કુકરીઓ; નીચા કોટડામાં અધગતે આપા બીલને ઘેર હોકા પીતા પીતા અમે એ (હવે તો ગુજરી ગયેલા) બુઝર્ગ બીલા-પટેલની લડથડતી જીભમાંથી ઝીલેલા જૂની આચીઆઈ મહાનગીના મોન્ની ઈતિહાસ-ટુકડા; ભવાનીમાતાના બુરજ પરથી ઉતરીને કતપર સુધીના મધુમતી-ખાડીને જોતાં જોતાં દરિયાની રેત પર ઝૂનડાએ કોતરેલી ચિત્ર-નક્શીનું અમારું આનંદભર્યું નિરીક્ષણ માણવા બેસતા એ સાંજે નિર્મેલી સુખદુઃખની પળોનો કોઈ સુમાર નથી રહેતો. એ દિવસો જાણે પાછા કદી ન આવવા જેવું કરીને ગયા છે. હું જીવન-રણમાં ક્યાંનો ક્યાંય ફેંકાયો છું.

ભાવનગરના સમુદ્ર-તીર ઉપર તેમ જ બારડીવાળાના એકથી બીજે છેડે, ગામોગામ આ જુવાન ચારણને મેં સાચા ભાવથી

સત્કાર પામતો જોયો ન ઓળખનારને એની ઓળખ પડતા જાણે કશુ ક જાણવા જેવુ રહી ગયેલુ હતુ તે ઓચીતુ જડી આવવા જેટલો આનંદ થતો જોયો. એમની મારફત મને કૈક ચારણો કથાકારોનો ભેટો થયો એમની સાથે ફરી ફરી મે ખસીયા, બાબરીઆ, આહિરો. ધાખડા ને સાગરતીરની ભીલ કોમના ભાતભાતના સ્નેહીઓને જોયા જાણ્યા અફીણી, દારૂડીઆ, ભારાડી, ખટપટી અને ફાટેલ ખોપરીના પણ અનેક માણસો એમની મહોબ્બતનો દાવો રાખે છે. એ પણ કોઇ દોષિતને પોતાની દોસ્તીમાથી તારવતા નથી એવાઓની પણ મને ઓળખ પડી એ ઓળખાણે દુલાભાઇને અધિક અધિક ઓળખાવ્યા, ચિત્રની સાચી શોભા ચિત્રને ફરતી આછી ઘેરી ભોય વચ્ચેથી જ ઉઠે છે.

તુલસીશ્યામની મુસાફરીનો એક બનાવ બરાબર યાદ રહ્યો છે નવા મહતને ગાદી સોપાતી હતી બાબરિયાવાડના ગરાસીઆ-ભાઇઓનો દાયરો મળ્યો હતો રોજ રોજ દુલાભાઇને કસુબા લેવરાવવાની ઘડ ચાલતી. મનામણાની રીતો પણ ન્યારી ન્યારી હતી. કોઇ દબાણ કરતા, કોઇ રોષ ઠાલવતા, ને કોઈ જાઇભાઇ તો વળી એટલી હદ સુધીની ગાળ ભાડતા કે "અંતે તો કાગડો ખરોને! કાગડાના મોઢામા રામ હોય કે દીં?" (દુલો કાગડો, કેમકે એની સાખ 'કાગ' છે.)

એ તમામના પ્રહારો ખમી ખાતા દુલાભાઇની સામે આખરે મે એક જુદી જ મૂર્તિ ઉભેલી જોઈ એક પવિત્ર, પ્રભુપરાયણ, અને હાડોહાડ પરમાર્થમા ગળી પડેલ ગરાસદાર એના મ્હોમા અપશબ્દ નહોતો–પણ—

"એ ભાઇ! બાપા! પાઘડી ઉતારૂ તારે પગે, રાગ બાપ! ફક્ત મારૂ વેણ રાખ એક જ છાંટો લે!"

જે ભાવથી આ બાળકને કરગરે તે જ આ ભાવ હતો. ને એ ભાવ દુલાને અફીણ લેવરાવવામાં વપરાતો હતો!

ગાળો દેનારને સાચા શબ્દો સંભળાવવાનું સ્હેલ હતું; પણ આ, પાણીનો કળશો ભરીને કસુંબાની અંજળી ધરી ઉભા રહેનાર સન્મિત્રની કાકલૂદી સહી લેતાં દુલાભાઈને ખૂબ આકરું પડ્યું. છતાં એમણે કસુંબાનો છાંટો ન લીધો તે ન જ લીધો.

જ્યાં ગામગામ વચ્ચેના સીમાડા હજુ પણ તકરારોના લોહી-છાંટણા માગે છે; જ્યાં ગામગામ વચ્ચેનાં વેર કેંક વર્ષોનાં અપૈયા પળાવે છે; જ્યાં અફીણ વગર ઇજ્જત ન કહેવાય; જ્યાં કસુંબાની અંજળીઓ હાથી જેવા નવજુવાન ગરાસીઆઓનાં હાડને ભાંગી ભુક્કો કરે છે; જ્યાં મોડી રાત સુધી ચૂલો ઝાલીને બેસી રહેતી પત્નીઓ, પરોણાઓ સાથે ડેલીએ દારૂ ઉડાવતા ધણીની વાટ જોતી જોતી ઝોલે જઈને પોતાની અસ્તવ્યસ્ત લટોને ચૂલાની આંચમાં સળગી જવા દિયે છે, જ્યાં સ્ત્રીઓના આ જાતના ભોગે ચાલી રહેલી રોજની પચીસ પચીસ મહેમાનોની પરોણાચાકરી પતિને અમીરદિલનો, દાનેશ્વરી તેમ જ રોટલે પહોળો લેખાવે છે, જ્યાં મોજમાં આવેલો જમીન-દાર પોતાને બિરદાવનાર ચારણને 'બાયડી છોકરા સિવાય' નું પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થાય છે, જ્યાં ઉઘાડે પગે ગૌધનને ચારવાનું નીમ લેનાર દીકરો પોતાના સગા બાપને 'ભગતડો' ને 'બગડી ગયેલો' ભાસે છે, એવા વ્રતપરાયણ પુત્રને જ્યાં પિતા પોતે દારૂ પીવરાવવા, અખાજ ખવરાવવા અને તરવાર બંધાવી ત્રાસ રૂપ બનાવવા પોતાના મિત્રોની મદદ માગે છે, જ્યાં ગ્રામ્ય પ્રજાની નીતિરીતિ નાશ પામેલ છે; ગરાસદારોની કાયાઓનાં હાડકાં હરા-મનાં બનેલ છે, રંડીબાજીને અને બીજી કેંક જાતની રઝાડોને જ્યાં કાયદાના હાથ પહોંચી શકતા નથી; જ્યાં દેવસ્થાનો મહંતપદનાં

ગાદ—સ્થાનો બને છે, જ્યાં આજની દુનિયાના વાયરા પહોંચતા નથી અને પોતાની દુનિયાના વાયરા બધાઈ ગેઇયા છે, જ્યાં જૂના જીવનના ખમીર ખૂટ્યા છે ને નવા જીવનનું લોકી નીપજતું નથી, એની એક અર્ધદગ્ધ બન્ને રીતે ભ્રષ્ટ, ત્રિશંકુ દશા ભોગવતી દુનિયામાં દુલાભાઇનો નિવાસ છે એમનું પોતાનું લખેલું આત્મચરિત્ર મારી આમે જ પડ્યું છે ઉપર કહી તે સૃષ્ટિમાંથી દુલાભાઇ શી શી રીતે ઉછર્યા, ઝૂઝ્યા ને જીત્યા, તેનો એમાં ગૂંથાયો ચિતાર છે.

પિતાના નામે દુલાભાઇની મશગ્નવટી મેલી આગળ એમને નામે એમનું નામ પણ શાપ અને વરદાનની વચ્ચે મંડોવાયનું ફોજદારી ગુન્હાઓમાં ખપે તેવા કજીયાની પણ ધરમેળે પતાવટ કરાવી અનાડી આગ્ય પ્રતને મર્યાદાના વિનાશક શરણપથથી પાછા વાળવાના એમના પ્રયાગો —હેમ જન્માવ દેશી રાજ્યોની અમલદારશાહીના આડાઅવળા વહેતા ગુપ્ત પ્રવાહો વચ્ચે ઉભીને એમને આભ્યહિત સાધવાની વિટમ્બનાઓ આ કારણોથી દુલાભાઇ એટલે ઘણાઘણાને મન એક અકળ કોયડો!

શા માટે એક કવિના કાવ્યસંગ્રહનો ઉપોદ્ઘાત લખવામાં હું આ બધું ચિતરામણ કરી રહેલ છું? એ કવિતાનું મૂળ ઝરણું જીવનની અંદરની કઈ ચીરાડમાંથી નીકળે છે તે બતાવવા માટે. દુલાભાઇ બીજાઓને મનથી માત્ર કવિ હશે, હું એમની કવિત્વ-બાજુને જીવન બાજુથી નોખી નથી પાડી શકતો એમનું કાવ્યઝરણું કાલ સુકાઇ જાય, તો પણ હું એમને કવિ કહેતો ન અટકું. મારી નજરે દુલાભાઇની ખરી કવિતા એમના જીવનપંથમાં પડી છે.

એકાપથી બનવું એ મોહક વસ્તુ છે. દુલાભાઇની એકલ-પંથની ભાવના અતિ જોરદાર હશે એમના જીવનનું એક પણ તત્ત્વ એમની જીવન-સૃષ્ટિની જોડે મેળ લઇ શકે જ નહિ તે છતાં

એ ગીતો નથી, પણ ગીતોના ગુચ્છોથી આખ્યાયિકાઓ છે. ભારતવર્ષના રાષ્ટ્રભાનોને માતૃભૂમિની મનોવેદનાને દુલાભાઈએ નાના નાના કાવ્યાખ્યાનોમાં ઉતારેલ છે. રાષ્ટ્ર-જાગૃતિનો જે ગંગાપ્રવાહ દેશમાં વહે છે તેની અંદરથી નાની મોટી નહેરો વાળીને લોકનાયકો પોતપોતાના જનસમૂહોમાં લઈ જાય છે. દુલાભાઈએ રાષ્ટ્રગંગાના એ પુનિત નીરને કાવ્ય-નહેર પોતાના વતનમાં વાળી લીધાં છે. લોકજીવનના તરસ્યા તપ્યા ખેતરોમાં એ નાની શી નહેર ઝટઝટ નવો પાક નીપજાવી નાખે તેવો સંભવ ભલે ન હોય, પરંતુ એ ચારણકુળની કવિતા, રાજદરબારી પ્રશંસાની ખંડમાં જવાને બદલે રાષ્ટ્રભાવનાના કિનારામાં વળી, એ હરકોઈ કાવ્યપ્રેમીને ગર્વનો વિષય છે.

દુલાભાઈના માર્ગમાં લાલચો કંઈ ઓછી નહોતી! નાગનાના રાજસાહેબની પાસે વહી જવાનું તેડું તો માગી સમક્ષ જ આવ્યું. દુલાભાઈએ જવાબ દીધો કે 'માન્યો ગો કામ નહિ.' અર્ધ ખેડુનાશી અને અર્ધ સાધુડિયો એમનો લેબાસ બદલાવવા ને ચારણના ઠઠ ધારણ કરવા એમને અનેક દિશાઓમાંથી દબાણ થયેલું. પણ દુલાને બીજો રંગ ચડ્યો નહિ. અમે યાચનારાઓમાં એક દુલો જ અજાચી રહે! અમે રાજયશ ગાનારાઓમાં એક દુલો જ પ્રભુયશને ગાનારો રહે! અમે રાજદરબારની અંગત વાસ્તે પૂરો પોશાક ધારણ કરીએ ને દુલો કંઈ વાડીનો મૂળો કે પાણકોરાનાં પહેરણ-ધોતીઆં પહેરીને રાજાઓને મળે? આવી આવી સાંકડી કોમવૃત્તિએ પણ દુલાને સ્થાનભ્રષ્ટ કરવા ઇચ્છ્યું હશે.

તેની સામે, નહિ ગર્વથી, નહિ અન્ય સર્વમાં તરી આવવાની વૃત્તિથી, કે નહિ કશી તોછડાઈથી, પણ પોતાના જીવનમાં જે વાત સાથોસાથ વણી ગઈ છે તેની વિરુદ્ધ દુન્યવી દેખાવ ન કરવાની એક માત્ર સરળ નિરભિમાની લાગણીથી દુલાભાઈ ટકી રહ્યા છે.

એવું એમનું જીવન-ઘડતર નિહાળી નિહાળી હું મારા અંતરમાં છુપી છુપી પ્રસન્નતા અનુભવી રહ્યો હતો. (એમની આ 'અજાચી' ટેકે એમને જે જે વિટમ્બનાઓમાં ઉતારેલા હતા તેનો પણ હું સાક્ષી છું.) દરમીઆન સાંભળવામાં આવ્યું કે દુલાભાઇએ તો ભાવનગરના મહારાજા સાહેબનો પ્રેમ સંપાદન કર્યો છે.

મહારાજા કૃષ્ણકુમારને મેં જોયા પણ નથી. એમના સંસ્કારો વિષે સાંભળ્યું છે ખૂબ ખૂબ છતાં ભય હતો કે રાજદરબારે ચડેલો ચારણ સહેલાઈથી રાજદરબારી બની જાય એવી અત્યારના જમાનાની તાસીર છે. દુલાભાઇને વિષે આ ભય ખોટો પડે એવી આશા રાખું છું. મહારાજે દુલાનું 'દુલાપણું' સલામત રહેવા દીધું છે. એના સ્વાભાવિક રંગઢંગને બદલવાની ફરજ તો નથી પાડી, પણ વૃત્તિ સુદ્ધાંય નથી દાખવી. એ જ વેશપોશાકમાં, એ જ ગ્રામ્ય સ્વાભાવિકતાથી, એ જ સરલ, સાચુકલાઇ થકી શોભતા દુલાભાઇ શ્રી કૃષ્ણકુમારના નિર્દંભી, નિરાડમ્બરી અને સરલ દિલને ગમી ગયેલ છે. બન્નેનું સૌંદર્ય એથી કરી વધુ દીપે છે.

દુલાભાઇનાં કાવ્યો કાગળ પર ઉતારીને એને પ્રસિદ્ધ કરવાનો વિચાર છેલ્લાં ત્રણેક વર્ષોથી ચાલતો હતો. પણ એક તો આ અલગારી માણસને પોતાની મનમોજ માટે રચેલું પ્રસિદ્ધ થાય તેની ખેવના નહિ; ને બીજું, એમનામાં નવેસરથી ફૂટેલી નવા યુગભાવોની કવિતા વગરનો કોઇ પણ કાવ્યસંગ્રહ નિરુપયોગી બન્યો હોત. ઉપરાંત દરબારશ્રીની ખુદની જ પ્રેરણા મળી શકી, એ હિસાબે મોડા જાગ્યે લાભ થયો છે.

એમની કવિતાને કાવ્ય-કસોટીએ ચડાવવાનો વખત હજુ દૂર છે. હુ એમની વાહ વાહ લખીને એમને આત્મભ્રમણા નહિ

દુલાભાઈએ પોતાને જન્મ દેનાર ધરતીની ધૂળ ત્યજી નથી. પોતાને આવડી તેવી કાવ્યકૃતિઓને એમણે ગામડાનાં લોકો સામે બલકાર્યા કરી છે. પાંચસોનો દાયરો હોય, કે પાંચ જ જણા હો, પણ 'ભગત, કાંક સંભળાવશો ?' એટલું જ વેણ બસ થશે. પાંચસોની સંખ્યાથી પોરસાયા વિના કે પાંચની સંખ્યાથી કંટાળ્યા વગર એ તો હમેશાંની ઢબે ગાયા કરશે.

આમ મૂળ તો જે નિજાનંદની કવિતા હતી, તે બની ગઈ લોકસેવાની કવિતા. એક તરફ લોકજગતની જોડે જડાયલી જીવન-કડીઓ ને બીજી બાજુ નવી દુનિયાના પ્રાણવાયુ પીવાની એમની પિપાસા. એ પિપાસાનો પરિચય મને અમારા મેળાપ પછી તુર્તમાં જ થવા લાગ્યો. અમારી ઊંટ-ઘોડાંની સવારીમાં નાનો એવો એક રસાલો રચાઈ જતો. ભજનની ભેળા ગમતગ કરવાનો ઘણા ઘણા ભગતમિત્રોનો મોહ આ ભૂતકાળનાં ખંડેરોના અમારા નિરીક્ષણની નવી દૃષ્ટિથી ને નવા રસને કારણે વધ્યો હતો. ગે રસાલાની અંદર અધૂરાં આધુનોનું, ઘડા વગરની મુસાફરીઓનું ને બીનજરૂરી આદમોનું ગેનક મચતું. હમીહમીને ઊંટ પરથી નીચે પટકાવાના પ્રસંગો આવતા મોજની ને પરિહાસની લહેરો વહેતી. તે બધાની વચ્ચે દુલાભાઈના ઘોળાતા મનોવ્યાપાર ક્રમે ક્રમે બહાર આવતા.

'ગાંધીજીનું શું ? અસ્પૃશ્યતાનું કેમ ? ધર્મને અને વરણા-વરણીને આ શા આચકા લાગી રહ્યા છે ? તમારી સાહિત્ય-કવિતાના શા રહસ્યો છે ?' પ્રશ્નોનો પાર ન રહેતો. રહેજે દોરવાઈ જનારી એમની વૃત્તિ નહોતી. તર્કો ને દલીલોને તોડ એ તર્ક ને દલીલો વડે જ લાવતા. ઘણી વાર તો એટલા બધા સનાતની લાગતા કે ખીજ ચડે

નાનપણથી જ અધ્યાત્મના વાયરા વાયેલા: ઉઘાડે પગે રોજ સાઠ સાઠ ધેનુઓને ચારવાનું તેમજ કુવામાંથી સ્વહસ્તે પાણી ખેંચીને પાવાનું વ્રત–નીમ રાખેલું: સ્વામીઓ ને સાધુઓના સમાગમ કરેલા: પીપાવાવ અને તુલસીશ્યામ જેવાં તીર્થો જોડે દિલ જડાયેલું: સંસ્કૃત શાસ્ત્રો અને પુરાણોનો પરિચય કરેલો: તથા ગ્રામ્ય દુનિયાની રૂઢીગ્રસ્ત જિંદગીમાં જ પૂરાવું પડેલુ એવા આ માણસને સનાતની સંસ્કારના થરેથરો ચડ્યા હોય, એમાં શી નવાઇ હોય!

તે વેળા આ પ્રશ્નપરંપરાનો ભીતરી ભેદ નહોતો પમાયો. પણ તે પછીનાં બે જ વર્ષોમાં દેખાયુ કે નવવિચારોની એ સામગ્રીએ દુલાભાઈના સંસ્કારોમાં એક અજબ રસાયન નીપજાવ્યું છે. ભમરીના દરમા સૂતેલ કીડો જેમ એક દિવસ ઓચિંતાનો અંગ મરોડી, પાંખો ફફડાવી, ભોણ ભેદીને બહાર નીકળી પડે છે, તેમ જ દુલાભાઇનું થયું છે.

ઓચિંતાનું જાણ્યુ કે દુલાભાઇના ઝડઝમકીઆ છંદોની જોડા જોડ સાદા સરલ લોકઢાળો પણ જન્મ્યા છે અને એ ઢાળોમાં એમણે નવભાવનાની કવિતા ઢાલવી છે એટલુ જ નહિ, ખરા વિસ્મયની વાત તો એ હતી કે એમની કવિતામાં ઢેઢભંગીનો–સ્પર્શાસ્પર્શ્યનો દર્દભર્યો પ્રશ્ન ભેદક વાણી ધારણ કરીને દાખલ થયો છે.

'આ બધી નવી કવિતાઓ, ભાઇ! અમારાં ગામડાનાં લોકને ગમે છે. ડાચા ફાડી ફાડીને એકટસે સાંભળે છે. વચ્ચે વચ્ચે હું દાખલા દેતો જાઉં છું. આને લીધે ઢેઢ ભંગીઆ સામેની લાગણી બહુ કમી થઇ ગઈ છે.'

આ શબ્દોમા દુલાભાઇએ પોતાની કવિતાનું નવતર ધર્મ-કાર્ય સમજાવ્યું.

કેટલુ એમનાં ચારણી ઢબના છંદોગીતો તો પરાપૂર્વની ઝડઝમકીયા શૈલીનોજ આશરો લઇ ગ્યા છે 'ધડ ધડ ધડડ ધડડ ધડ' શૈલીની રચનાઓમા અવાજ હશે, કાવ્ય ન હોઇ શકે દુલાભાઇ તો લોકકવિતાની–રામો ભ ્નો અને ગરમાગરમી–ઓની–મીઠાશ ચાખી ચૂકેલા છે ને સ્વભાવિક કાવ્યમાધુર્યની સમજ પડયા પછી તો એમણે પણ એ દિશામા પ્રયત્ન આદર્યો છે

પરતુ એ અવાજની ધડાપડીથી મુક્ત રહી, કઇક કલ્પનાની ભવ્યતા અને શબ્દનો ઉડાવ મેળદાર બને છે, ત્યારે—

મભા ભાનુમે' માત તોરી પ્રકાશે,
લખી ઉગતા ઓઘ અ'ધાર નાશે;
તુહી' ચ દ્રિકારૂપ વ્યોમે હસ'તી,
ધરી ઓઢણી શ્વેત આભે વસ'તી
તુહી' વાદળાં પ્હાડ માથે પછાડે,
ઝરીતા બની વૂઘવે ઘોર ત્રાડે;
અપાઢે સુનીલબર અગ ઓઢી,
તુહી જાણીયે પાણિયા' સેજ પોઢી

આવું કાવ્યરૂપ દુલાભાઇ સર્જી શકે છે મને તો શ્રદ્ધા છે કે પર પરાગત શબ્દાડમ્બર, અતિશયોક્તિ અવાજોના ગગડાટ ઇત્યાદિ દોષોને ત્યજી દઇ જો દુલાભાઈ ચારણી વાણીના જૂના સામર્થ્ય પર બરોબર હથોટી મેળવી કાઢે, તો એમના હાથે જોરાવર કવિતા નીપજે ને ચારણી વિદ્યા પર મહાનો ઉપકાર ચડે મહાકાવ્યો લખવામા ચારણી છદરચનાનો યથાર્થ ઉપયોગ થાય તો ઘણી મદદ મળે.

એ જ મિજાજે દુલાભાઈની ગઝલો, કવ્વાલીઓ, ને ભજનો વગેરે બધા બોધક પદો પણ જૂની પ્રણાલિકામા ચાલે છે ગામડાંના ભજનિકોને કવ્વાલીની ધૂન એકતાગ પર કાવે છે પણ દુલાભાઈની ગઝલકવ્વાલીઓમાં માત્રામેળ બહુ તૂટે છે. રચનાની કૃત્રિમતા પણ સાલે છે. ભજનો રચવાની એમની કાવ્ય હજુ સંસારની અસારતા પ્રબોધનારાં પદોમાં જ પૂરાઈ રહે છે. એમા કોઈ કોઈ વાર—

અણુમાં આખો વડ સંકેલ્યો,
એનાં મુખ ઉંધા મોરારજી, (૨)
કીડીનાં આંતર કેમ ઘડીયા (૨),
સૃષ્ટિના સરજણહાર—
એવી તારી કળા અપરંપારજી.

અને

જનમ આગળ દૂધ જુગતેં,
તેં કીધાં તૈયાર છ (૨) .
મોરનાં ઈંડામા રંગ મોહન ! (૨),
કેમ ભર્યા કિરતાર !—એવી૦

આવા જૂના વિસ્મયો પણ સરલ નવી વાણીમા ઠીક મૂકાઈ જાય છે.

પણ એમના 'રામ રુદન કરે' ભજનમા તો સાચું હૃદય રેડ્યું છે. કારણ ? લક્ષ્મણ-મૂર્છાનો એ પ્રસંગ ખરી રીતે તો એમના પોતાના જ નાનેરા ભાઈના મૃત્યુની વેદના ચીતરવા માટે યોજ્યો છે. એ ભજન ગાતી વેળા ભગત, સાંભળનારના કલેજા હલાવે છે. એમાંય છેલ્લી કડી—

સાસુ ન જોયું, કારે હલની ન કીધી રે .
જોડી વિખોડી કીયાં ગોતું જઈ રે!
'કાગ' લંકાને રણ રામ પોકા રે રે ..
એકવાર મળતો મારું મન હરખા. ય રે .

બહુ વેધક છે લક્ષ્મણની-મૂર્છાનો મર્માઘાત તો એ છે કે 'આમું ન જોયું કાગ, હવની ન પીવી કે!'

અરે ભાઇ! તે કદી મારી સાથે દિલની વાત પણ ન કરી તારા મનના ઉંડા દુ ખ, તારી માતા ને પત્નિના સ્મરણમાંથી જાગતી તારી આર્તવેદનાઓ, બધાં જ તું જ વગીને બેઠો હતો!

જીવનમાં અનુભવેના દર્દો કવિતાને કેવી કરુણતાથી ભીંજવે છે!

એવો ભજન-રસ એમણે ગાંધીજીના વિષયમાં મીંચ્યો છે ગાંધીજીના ઉપવાસને અવસર, વિશેષે કરીને તો અત્યજોની રક્ષા અર્થે આદરેલા જે ઉપવાસો હતા તેથી, એમણે 'ભરકર વ્રત ભગાવો' નું ભજન રચ્યું ગાંધીજીની વિવેકબુદ્ધિથી મોનાઇ ને 'સંદેશો' ભજન રચ્યું 'માનો સ્વભાવ' પણ ગાંધીજીની અત્યજ સેવાનો વિરોધ કરનારી પ્રજાને જ મોટા રૂપમાં આપનારુ છે 'મોહન દૂબળો કેમ?' અને મોહનને વાજતે' એ બે પદો પણ ગાંધી-પ્રશસ્તિના છે

આ પદો દુલાભાઇને મુખે ગવાની વેળા તો મીઠા લાગે જ છે પરંતુ એ સંગીતની મીઠાશ બાદ કરીને ય આપણે જો ગીતોની રચનાનો તોલ કરવો જોઇએ પ્રચાર-ગીતો જ્યારે માત્ર વિશેષણોની લાંબી ટીપનું સ્વરૂપ ધરે છે, ત્યારે આપણને એનો કટાણો આવે છે કે મૂળ વિષય અથવા વ્યક્તિ પ્રત્યેનું આપણું માન પણ અપમાનિત બને છે આથી જ દુલાભાઇના ભજનોમાં કેવળ ગુણગાયક વિશેષણોનો ઢગલો થવાને બદલે એ વ્યક્તિના જીવન કાર્યનુ, ભક્તિભાવે ભીનું, છતાં સુરેખ ચિત્રાંકણ છે

માદો અને સીધો બાપુ, ગરજો ને ગામઠીજી કે;
દેશ એની ડગમગ ડગમગ થાય;

આતમનાં જોર એનાં આસમાને, આફળ્યાં રે જી.
લાગી એને હરિજન બંધુડાંની લાય;
મોહન મારો રે તેને દુઃખે દૂબળો રે...જી.

એમ આ આખા પદમાં અંત્યજોનાં દુ:ખોનો દર્દભર્યો ચિતાર ખેંચી નાખ્યો છે. કેટલે સુધી?

વગર મજુરીએ એને, વેઠ્યુંનાં ક્રેમંડ પડયાં રે,
અંતરમાં લખતાં અગન ઉભરાય;
પેટમાં પીડ એને માથે મેલ્યા મોટલા રે,
પછી એને કેરે વીયાજણ થાય;
મોહન મારો રે તેને દુઃખે દૂબળો રે ..જી.

'વેઠ્યુંનાં ક્રેમંડ પડયાં' એટલે અંત્યજ સ્ત્રી ઉપર અમલદારોનાં પોટલા એક ગામથી બીજે ગામ તાણી જવાની વેઠનુ આસમાન તૂટી પડયું હોય છે. 'કેરે વીયાજણ થાય' એટલે એ સ્ત્રીને આ અસહ્ય વેઠ કરતાં કરતાં રસ્તામાં પ્રસવ થઇ પડે છે. આવા લોકભાષાના પ્રયોગોને કારણે પદ સમજવું કઠિન પડે છે. ધીમે ધીમે દુલાભાઇએ સહુને સમજાય તેવી ભાષા પરનો કાબુ મેળવવો રહે છે. પરંતુ જો સમજીએ તો તો આ મર્મભેદી બને છે. દુલાભાઇ પોતે ગામડામા દીઠેલુ વર્ણવે છે. હું તો જાતઅનુભવનો દોષિત છું. કૉલેજોની રજા મ્હાલવા મારા પોલીસ–અધિકારી પિતાને ત્યાં જવા માટે મને સ્ટેશનેથી પાચ દસ ગાઉની મજલ સારુ ઘોડું મળતુ ને મારી ટ્રન્કને ઉચકવા માટે ગામેગામથી ઢેઢવાડામાંથી વેઠીઆં પકડાતાં, પછી એ પુરુષ હોય, ઓરત હોય, કે છોકરો છોકરી હોય; જેવી ઢેઢોની સગવડ

ગાંધી-ઉપવાસના ભજનમાં ખરો પોકાર એ ઊઠે છે કે;
આભ પાતાળ લગી એનાં, આદર્યાં અધૂરાં છે રે ભાઇ (૨),
એજી...એનાં રે અટકીનાં કોઇ બાર ઉઘડાવો રે...
—એનાં કોઈ લેકર ધનડાં ભંગાવો રે...
એવા રે કોઇ ખબર લઇને રે આવો.

કાવ્ય ગાનારની નજર એ વ્યક્તિનાં અધૂરાં પડેલાં મહાકાર્યો ઉપર છે. ગાંધીજીના જીવનનું માર્મિક તત્ત્વ અહીં પકડાયું છે.

નેણમાં અમીરસ, વેણમાં વશીકરણ (૨);
એને માથરે મેરુ સરખા ભાર રે—
—લડે છે રણમાં સંતોનો સરદાર.

આવી રચનામાં અસલી ભજનોનો મરોડ છે, માટે મને એ ગમે છે. જૂનાં ભજનની રચના-કળામાં ઘણું સામર્થ્ય છે; પણ તે તો એનો મરોડ પકડી જાણનારને જ સાધ્ય છે. દુલાભાઇનો હાથ ભારી જામ્યો છે. હજુ વધુ જામવાની જરૂર છે.

સાંભળનારાઓને દિલદર લાગેલું બીજું એક ઝૂમખું પીડિત-પદોનું છે: 'દીન દયાળુનો વાસ નથી,' 'દૃષ્ટિનો દોષ,' 'જનેતાના દૂધમાં ભાગ,' 'હાય ભરી,' અને 'માગ મોહનની માફી': આ ગીતો પ્રચાર-શૈલીનાં પીડિત-ગીતો છે. સૃષ્ટિનાં સૌંદર્ય મ્હાલવા ના પાડનાર ગાંધીજીના મનોભાવ દુલાભાઇ આ રીતે પકડે છે: કે ગાંધીજીને લાગે છે કે ખળખળ વહેતાં સરિતા જળમાં:-

સરિતા જળમાં સારી ભારતની,
વિધવા સુકુમારીનાં આંસુ વહે.

ચંદ્રમાં ?—

વિધુમાં યમરાજને દ્વાર જતાં,
જાણે મીલ-મજૂરોની હાય ઝરે.

તારાઓમાં ?—

વિણ દીપ, ઉગ્યા વિણ મુંછડીયું,
જેને ફાંસીની દોરડીયું પડીયુ;
તમકે જાણે માવડીના તનની–
ભરી રોપ નિરાશાની આંખડીયું.

આ બધી ઉપમાઓ અર્થવાહક નથી છતા ગીત પોતે વેધક છે કેમકે વિષયની અદર કાવ્ય રચનારના ભાવોની પ્રમાણિકતા રહી ચાઇ છે.

તીર્થો, દેવમંદિરો અને શ્રીમતાઇ તેમજ પંડિતાઇ ઉપર ચાબખા ફટકારનારા દુલાભાઇએ કોઇ કોઈ ઠેકાણે તો કટાક્ષનું ભારી કાતિલ પાનુ કાઢયુ છે અધ્યાત્મવાદની અટપટી દલીલબાજી કરનારનો આ કેવો ફક્કડ માર્મિક ચિતાર — પ્રભુ કહે છે કે

અને હોય દીઠા નજરોનજરે,
એવી બાંધુ ચડાવીને વાત કરે;
ભરમાશો નહિ, ભોળાં, માનવીઓ! એની લૂખી–
દલીલોમા સાચ નથી;
કાળા પથ્થર શા એના કાળજમાં, મારો દીન–
દયાળુનો વાસ નથી.

મહુવા–કતપરની ખારવણોને અમે સગાથે નિહાળી, સંગાથે સાંભળી, એ ભાગીતૂટી વાતોએ દુલાભાઇના દિલમા ઉંડો વાસ કરી લીધો. 'સોરઠને તીરે તીરે' નામની મારી એ પ્રવાસની ચોપડીમાં મે એક અંગ્રેજી ગીત ટાકયુ છે, એમાં ખલાસીની માતાના મનોભાવ આલેખાયા છે એમાથી પ્રેરિત બનીને દુલાભાઇએ 'મરણની લે'ર' અને 'વેરણ લાગે વાદળી રે' એ બે ભેદક ગીતો એ આં અગ્રેજી કવિતાના ભાવોને એબણે આટલી અહેતાઇથી પચાવી લીધા.

ખારવાના દુઃખનું ગાન મને લાગે છે કે ગુજરાતી કવિતામાં આ સૌથી પહેલું જ સ્થાન પામે છે ગુજરાતી કવિની દૃષ્ટિ ત્યાં સુધી પહોંચી જ નથી અને ચારણની કવિતા તો ગધારા ખારવાની માતા, બહેન તેમજ બાયડીના આંસુમાં પોતાની લેખણ બોળે, એ એકદમ ન મનાય તેવી વાત છે.

મોરલાએ મલ્લાર આરાધ્યો આષાઢ ધડુક્યો આખું વ્યોમ વાદળીઓથી ઢંકાયું ઇંદ્ર છૂટે પટે–સમશેરે ખેલવા લાગ્યા. અને શી સુંદર લોક કલ્પના!—

'વીજળીના વેલા થયા રે!'

તથા

આથે ઓઢીને કાળાં મલીર,
બ્રહ્મંડ ચડી વાદળી રે.

લોકજીવનના અંધારા ખૂણામાં પડેલો આ ચારણ જુવાન પ્રકૃતિનું કેવું કાવ્યમય દર્શન કરી જાણે છે!

એવી ઋતુના તોફાની સમુદ્રમાં પણ પેટને ખાતર ખારવો જુવાન ખેપે ગયો છે ને સારા સંસારને મીઠી લાગતી એ પહેલ-વહેલી મેઘ–વાદળી એ જુવાનની માતાને, બહેનને, તેમજ પત્નિને દુશ્મન જેવી લાગી. કેમકે દરિયામાં તોફાન ઉઠવાની એ એંધાણી હતી. ધરતીને જે સુખરૂપ, તે દરિયાના માનવીને ઘોર આફત રૂપ!

એ ત્રણેની મનોદશાના રંગો દુલાભાઇએ ખરા લોકકાવ્યની ભૂમિકા ઉપર ઉતાર્યા છે. બહેનના ભાવને એમણે બેજ પંક્તિમાં પકડયો

એને ગમાણો ગવયો સંસાર,
વીરાની મીઠી મીટમાં રે

અને નમાયયા નમાપા, બે બાળકોનું વર્ણન—

એવાં ધરતી ધાવીને બાઇબેન,
નોધારાં મોટાં થયાં રે.

પછી સ્ત્રીનો ચિતાર આવે છે. એ ચિતાર ન ભૂસાય તેવો છે--

એને નો'તી રે સાસુ ને નો'તી નણંદ,
પરણ્યાની મહૂલીએ રે;
એમાં રહ્યાં બેઉ એકજ રાત,
સવારે શઢ શણગારીયા રે.

'પેટડીઆને કાજ વળતે દિવસે જ વળાવ્યો હતો;' 'અષાઢ ધણેણ્યો ને બાજ જેવો લાગ્યો' 'આતમ-પંખા એનાં ફફડી ઉઠયાં.' 'એના પિયુનાં વહાણ પાછાં ન આવ્યાં.' 'સમદર એને દાવાનળ થયો.'

આ બેઉ ગીતોની જોડે જ મૂકવા લાયક ગીત 'સાંભર્યાં' છે. એ ગીતમાં દુલાભાઈ મહુવાથી મુંબઇને જળમાર્ગે આગબોટમાંથી નિહાળેલ સોરઠી કિનારા પરના કેટલાક સ્થળોનાં તેમજ પોતાના-નિજના જીવન-ભાવોના કરુણ સ્મરણો આપે છેઃ

જોયું જોયું કાંઇ જુગનું જુનેરું ચાંચ જો,
દરિયાના સાવઝ ચાંચૂડા મને સાંભર્યાં.

પીપાવાવ જોયું, પીપો ભગત સાંભર્યો પછી એની નાનકડી કથાનો ઉલ્લેખ આવે શિયાળબેટ દેખીને શગાળશાની ઘાતકી કથા સ્મરે છે ને એ પાખંડી ધર્મ પર, એ ચગાવતી માતાનાં આંસુ પર પોતાના ભાવો ઢાલવે છે ચાંચૂડા મહાદેવની મોરણીની પ્રેમકથાઃ ગીરના ડુંગરાને જોતાં ત્યાં બનેલી પ્રેમઘટનાઓઃ અને ગીરની નદીઓના ભયાનક સ્વાનુભવો ગીરના લોકો પર પડતા ત્રાસોઃ વગેરે વાતો એમણે સહૃદયતા પૂર્વક ગીતમાં ગૂંથી છે. કોઇ કોઇ ઠેકાણે એમનું પોતાનું સાહસભર્યું પહાડી જીવન ડોકિયાં કરી જાય છેઃ

એકલડો ડુંગરડે ડુંગરડે હું આથડયો.

ને એવી ભયાનક મેઘલી રાતોમાં ગીરની અંદર—

એવી રાત્યુમાં મને ફરવા થાય ઘણા કોડ જો,
ઘોડલડી પલાણું 'લખી' મારી રોઝડી;
એને ઉતારૂં હું ઘેલી નદીઓનાં પૂર જો,
નાનપણના દનડા એ મારા મને સાંભર્યા.

ઇતિહાસ – ભૂગોળને રંગે રંગાયેલી આ કથાકવિતા મને સહુથી વધુ ગમે છે. દુલાભાઇની કવિતાને આથી વધુ સમીક્ષાની સરાણ પર ચડાવવાની મારી ઇચ્છા નથી.

લોકજીવનના પાકા રંગે એ રંગાએલા છેઃ લોકસાહિત્યમાં રહેલી ખૂબીઓની પિછાન થયા પછી પોતે એ ગીતો–કથાઓને પોતાના લોહીમાં ઉતારી લીધાં છેઃ ને ત્રીજું, એમને નવા યુગની પ્રગતિશીલ દૃષ્ટિ છે. લોકોનાં દુઃખ કોને કહેવાય, એ દુઃખની લાગણીમાં શો ગા ઊંડી વેધકતા પડી છે, કવિતામાં એ વેધકતાને ઉતારવા માટે કેવા સંયમભર્યા શબ્દાલેખનની જરૂર છે, વગેરે સાન આ પહાડના બાલને, આ પ્રકૃતિને ખોળે ધાવી રહેલા માનવને ઘણી વહેલી વરી ગઇ છે.

હવે તો એમણે ભાષામાંથી અશુદ્ધિઓને ચૂંટી કાઢવાનું રહે છે. મેં એમને કહ્યું છે કે 'ભાઇ', ધર્મને બદલે ધ્રમ, વશીકરણને બદલે વશીકખ, લોર્ડને બદલે લોય, જેવા પ્રયોગો નં ચલેઃ દ્રુઢી યુદ્ધમાં નો તારા યુદ્ધમાં એવો અર્થ કદી જ બેઠે ન બેસારી શકાય. ચારણી છંદોમાં લીધેલી એ છૂટ નવા સાહિત્યમાં ન ચાલે. વળી ગાવામાં તમે લાંબા ટુંકા ઉચ્ચારો પર જ માત્રામેળને

તાણી તૂગી છેડા મેળવી દઇ શકો છો, પણ કાઈ છાપેલ કવિતા તમારા એ દોષને નહિ ઢાકી શકે માટે ખૂબ નવુ સાહિત્ય વાચી ભાષાને વિષે યોગ્ય ખ્યાલો ઘડી લેજો જૂની, લોકસાહિત્યની, તેમ જ નવી, સાક્ષરી સાહિત્યની બેઉ કવિતાનુ પરિશીલન કરતા રહેજો સ્મૃતિ જેની સાબૂત છે એવા મનુષ્યને કોઈ પણ કવિતાનુ વાચન નડવાનુ નથી, પછી ભલે એમા કચરો ઘણો હોય ગેરડીનો રસ ચૂસાયા પછી છોતા આપોઆપ શુ કાઢી નખાય છે'

ને કવિતાનો જે ખરો ભક્ત હોય તેના, નવુ નવુ જાણવા નિહાળવાના તલસાટને તો કદિ જ પૂર્ણવિરામ નથી. મુગટુ દુલાભાઇ કવિતાના સાચા ઉપાસક બની અથાક આરાધના કર્યા જ કરે એવુ હુ માગુ છુ. 'ફૂવાની દેડકી' તો બવા જ બને છે.

ભાવનગરના સ્વ'નમેવી અને ઝાડીલા કેળવણી અધિકારી પાસે મારી એક જૂની યાચના છે કે 'દુલાભાઇ તમારો રત્નભડાર છે સચોટ તેમની કહેણી છે એમને રોમરોમે પહાડી જીવનના સરકાર સીચાયા છે શા માટે આવા કથાકારને અને કવિને તમે તમારી શાળાએ શાળાએ નથી લઇ જતા ?'

આપણા શાળાશિક્ષણમા અત્યારે એક સજીવની-તત્ત્વની ખોટ પડી છે કથાકારની, કવિતાકારની ખોટ આપણે જૂના જમાનાની ભાટાઇ નથી જોઈતી, માટે જ આવા વિવેકી લોકજ્ઞાનીનુ ત્યા ખરૂ સ્થાન છે

મુંબઇ ૩ ૩ ૩૫
મહાશિવરાત્રિ

ઝવેરચંદ મેઘાણી

# સાચો સાચ

( પ્રથમ આવૃત્તિમાંથી ઉદ્ધૃત )

મારી ઓળખાણ તો શ્રી. મેઘાણીભાઈએ બરાબર કરાવી દીધી છે. કોઇ કોઈ ઠેકાણે "અશાઢે સુ નીલંબર અંગ ઓઢી," "દીન દયાળુનો વાસ નથી" અણુમાં આખો વડ સંકેલ્યો"—એવી એવી લીંટીઓ વીશ વીશ કડીના છંદોમાંથી પકડી, જાઈને દાવે પોતે પણ નહિ ધાર્યાં હોય, એવાં પદનાં વખાણ થઈ ગયાં છે. એ એમના અંતરાત્માનો અણુધાર્યો પક્ષપાત મને લાગે છે. ખરું તો એ છે કે જે વસ્તુને "કવિ" અથવા "કાવ્ય" કહેવાય છે એને અને મારે તો મને લાગે છે કે પૂર્વ પશ્ચિમ જેટલું જ છેટું છે.

મારા ઘણા મિત્રોને હું સાચો સાચ ઘણી વાર કહું છું કે મને કવિ ને બદલે ખેડુત કહો તો વધારે સારૂં.

ચોપડીમાં જે ગીતો છે તે તો મારું મન મનાવવા પૂરતાં જ છે નથી પિંગળનાં માપ કે નથી અલંકાર કે નથી કોઈ પદ લાલિત્ય કે નથી કાંઇ અર્થવાહકતા. "તણકે જાણી સાવટીના તનની ભરી રોપ નિશાની

## શ્રી દુલા ભગત



કાગવાણીના કર્તા.

" નિજ જ્ઞાતિમા એ નિરખી નિરખી
મારા જીવનમા મને સ્વાદ નથી "

આંખડીયું" એ લીંટી નીચે પિછાનમાં મેઘાણીભાઈએ થોડોક પક્ષપાત કરતાં સાવ સાચે સાચું લખી દીધું છે. મારામાં કવિતાનો નિર્મળ ધોધ તો નથી જ. પણ નાનું અને ડોળું ઝરણું કડીઓ મેળવવા પૂરતું હોય તો તે **સ્વામી મુકતાનંદજી**ની જ પ્રસાદી છે.

ચારણી સાહિત્ય, ચારણી ભાષા સાચો સાચ કોને કહેવાય તેના પૂરા માપની મને ખબર નથી. કયો છંદ કેટલી માત્રાનો કે વર્ણ મેળનો કે ગણ મેળનો બને છે, તે પણ હું જોઈએ તેટલું જાણી નથી શકયો. શબ્દાડંબર અને નાદવૈભવ મારા ઘણા છંદોમાં આવે છે કે જેમાં કલ્પના નથી હોતી.

કવ્વાલી અને ભજનો તો હું લાંબા રાહથી ગાઉં છું એટલે કયાં કેટલી માત્રા જોઇએ તેની ત્રુટીની મને ખબર નહિ પડી હોય.

આગળ લખાએલ બધાં નવાં ગીતો પૂ. મહાત્માજી પ્રત્યે મારી જાગેલ પવિત્ર લાગણીઓ પછીજ રચાયાં છે. લખવા તો એ જ માગું છું કે, "ગૌવન ચરાતો લકુટીકો કર ધારિકે" "પૂર્વને નાતે" ના કવિત્તમાં મેં કહ્યું છે તેમ હું ગાયો ચારનાર ચારણ છું. પણ ઉઘાડે પગે અને ઉઘાડે માથે ચારતો, એ સેવાનું ફળ મને લાગે છે "કૃષ્ન અપનાયો નાતો પૂર્વકો સંભારિકે." નેક નામદાર

મહારાજા સાહેબે મને અપનાવ્યો અને ઢંગધડા વગરનાં પણ તેઓશ્રીને ગમેલાં મારાં ગીતોને છપાવી બહાર પાડયાં.

કાવ્ય રસમાં ભીંજાએલ મહાકવિઓની પણ ખામી, વિરુદ્ધ પ્રકૃતિવાળા કાઢે છે. ત્યારે હું તો કવિના પડદા આડે "સાચો સાચ ખેડુત." એટલે મારાં કાવ્યો-ભજનોમાં ખામી હોય એ કંઈ બહુ નવાઈની વાત મને લાગતી નથી. રામાયણના પ્રારંભમાં જ મહાત્મા શ્રી તુલસીદાસજીએ કહ્યું છે કેઃ—

સરસ હોય અથવા અતિ ફીકા;
નિજ કવિત્ત કેહી લાગ ન નીકા.

શ્રી મેઘાણીભાઈએ પ્રસ્તાવના લખી મારી ચોપડીને પ્રાણવાન બનાવી. કારણ કે હું સદાનો તેમનો ભાઈજ છું માટે.

**કાગ દુલા ભાયા**
પરજીયા ચારણ
**મજાદર.**

# પૂર્વને નાતે.

કવિત

"[1]નાગર ન હોં મૈં કાવ્ય સાગર ન હોં મૈં 'કાગ,'
ગૌવન ચરાતો [2]લકુટીકો કર ધારિ કે;
[3]કાનન ફિર્યો મૈં કૃષ્ન નામકો અરાધ્યો સદા,
મોહી પહચાન્યો કૃષ્ન ભૂપને નિહારિકે;
ગુરુકે પ્રસાદ જ્યોતિ કાવ્યકી પ્રકાશી ચિત્ત,
તાહિકો બડાઈ ભાવનંદન વિચારિકે;
તપમેં તપ્યો રુ શ્યામ જપમેં જપ્યો તો આજ,
કૃષ્ન [4]અપનાયો નાતો પૂર્વ કો સંભારિકે" ૧

ઉદ્ધવ સુનાયો વ્રજ બાલકો બતાયો જ્ઞાન,
વો ન ચિત્ત ભાયો નંદ જાયો બિછુટે નહીં;
ઔરહું ડરાયો ઉષ્ણ તૈલમેં જરાયો તાત,
તાર સુધન્વાકો દેખો શામસેં તુટે નહીં;
દ્વિજ દુબરેકો ઘેર્યો ઘોર કુ દરિદ્રતાને,
હિયમેં બસાયો હરિ બિપત્તિ લુટે નહીં;
"કાગ" કયા બખાનોં કૃષ્ન નામકો પ્રભાવ ઐસો,
એક બેર લગ્યો ફિર છુટયે. છુટે નહીં. ૧

૧ શહેરમા રહેવાવાળો ૨ લાકડી. ૩ જંગલ ૪ પોતાનો કર્યો.

નેક નામદાર મહારાજા સાહેબનો હૃદય ભાવ.

"હમ હૈં નૃપાલ ગ્રાહ તારન હમારા ધર્મ,
દેશ હ હમારા ભૂપ વોકી વૃત્તિ ચુત હૈ,
રૈયત હમારી હમ પ્રજાકે રછનહાર,
ઐસી કાજ લરેં આગે કયોં ન ચમકત હૈ;
નિજ દેશવાસી કૃષિકારોંકી મહેનતને,
મેરે સિંહઆસનકી નીંવ મજબૂત હૈ,"
નંદકોરબાકો જાયો કૃષ્ન તો ભનંત ઐસે,
"ભારતકો ભવ્ય ભક્ત વોહી રજપૂત હૈ" ૩

સત્ય વ્રત ધારી મૈં તો "કાગ" કવિ ચારન હો,
સાચનકો ગાઉં કભી આવે દિલ ગાના તો;
દુઃખનકે હેતુ જયચંદન કયો જન્મ દેતી,
રહી પછિતાતી કયોં ન આવે શરમાના તો,
છોટે મુખવારે હમ તોહી કયા શિખાવેં, માત!
તોકો દુખદાઇ ઉનકે હોય જો રગના તો,
કૃષ્ન જૈસે, મૈયા! પાંચ ક્ષત્રિનકો જન્મ દે દે,
(ફિર) તેરો દુઃખ રહે મોકો શૂલી ચઢાના તો. • ૪

# અમારો ધણી.

સંવત ૧૯૮૯ના ચૈત્ર માસમાં નેક નામદાર મહારાજા સાહેબનો મુકામ પોર્ટ આલબર્ટ વિકટર થયેલ ત્યારે તેઓશ્રીની સાદી રીતભાત અને પ્રજાપ્રેમ જેટલો મે જોયો તેનુ વર્ણન કરીને કહી સંભળાવેલ છંદ.

૮૬ દુમિલા

નિજ શોક વધારવા કારણીંએ, જેના રક્તને નેત્રમાં ક્રોધ રમે,
એની પાસ જતા થડકે સહુ માનવ, (એને) એકલા લક્ષ્ય અટારીં ગમે,
વ્યસને વ્યસને વધિને વધિને, નૃપ ઓર હજારોને દાહ દહે,
ત્યારે કૃષ્ણ ભૂપાળ હૈયે હસિને, હસતે મુખડે દિન રાત રહે ૧

અવશેષ વિચાર જુગાર રહ્યા, કે રહ્યા અબળા પરની હરવા,
ફરવા મસતી કરવા કે રહ્યા, વિશ્વાસ દઇ જન છેતરવા,
નિજ રૈયતના ઉના લોહી પીવા, કેક રાજવી રાક્ષસી રૂપ ધરે,
ત્યારે કૃષ્ણ ભૂપાળ પ્રજાહિતના, સુખદાયક રોજ વિચાર કરે ૨

કોઇ જાય હિમાળા કે પંચગિની, કોઇ મંડ-ઉટાકાય ઊર ધરે,
કોઇ સાતેય સાગર પાર ગયા, જાણે છુટયા એ દેશ તણે પીંજરે,
નિજ રૈયત હૈયાના વાસ તજી, પરદેશ ઘણા નૃપતિ દરશે,
ત્યારે કૃષ્ણ ભૂપાળ ઋતુ ગ્રીષમે, નિજ સાગર તીરેય વાસ વસે ૩

મદિરા તણો સાગર ઘોર મહા, ઉછળ્યાં તરંગ મહા બળિયા,
ખાન નીરના ગક્ષમાં જોધ—જગા, કેતા નજમા આજ ફરી વળિયા,
કોઈએ પ્રાણ કર્યો કોઈએ મિત્ર કર્યો, કોઈએ વીશાને ચુમ્બીને ઉન્ધર્યો,
ત્યારે કૃષ્ણ ભૂપાળ પ્રજાહિત—કારણ દારૂને દેશ નિકાલ કર્યો ૪

દી'ને રાત કહે રજની કહે દી', નિજ સ્વારથની બધી બાજી રમે,
કોઈ ઇન્દ્ર હરિ કે કુબેર કહે, એવા ખોટ ખોવા એને ખૂબ ગમે,
નૃપ કેક ખુશામતિયા ગણિની, કવિતા સુણીને ખોટા શીશ ધુણે,
ત્યારે કૃષ્ણ ભૂપાળ સુચારણ મુખથી, નિજ પ્રજાના બંધ સુણે ૫

પડતી ચડતી ડગલાં ભરતી, ભયભીત ક્ષુધાની જુરો મૂરતી,
કદરીલું બની હીણ માન બની, નિરાશ્રિત દૂબળડી ઝુરતી,
એને જોઈને હાસ્ય કરે, કેક ગર્જવી સાગર સ્હેલના મંત્ર જપે,
મારા બાપુડા રા તને કાગજડે, ગૌમાનના દુઃખની જ્વાળ તપે ૬

ઉપરનો છંદ સીમ્સ સાહેબના નામથી ઓળખાતા બંગલાની ઓસરીમાં એના અર્થ કરી મેં નામદાર મહારાજા સાહેબને સંભળાવ્યો. તેઓશ્રીને ખૂબ ખુશી થયેલ જોઈ મેં એક વિનંતિ કરી. એ વિનંતિ એ કે 'આપ મારે ત્યાં પધારો ' એ વખતે આમંત્રણ વિષયનું એક ગાયન ગાયું. જે સાંભળી નામદાર મહારાજા સાહેબ તથા મે. અનંતરાયભાઇ સાહેબ મારે ત્યાં પધાર્યા અને ચારણની ગઢૂલી પવિત્ર કરી.

---

## મારે આંગણિએ

તમે આવો તો ગોહિલ નાથ સાચે મોતીડે વધાવું રે,
મારે આંગણિએ–મારે આંગણિએ. ટેક૦
નીલમ માણેકનાં નામ લખાવું ને હીરાના ચોક પૂરાવું રે–
મારે આંગણિએ,
રૂપા કેરા પાટા પથરાવું ઉપર સોનાનાં સહુન જોડાવું રે–
મારે આંગણિએ. તમે–૧
સિલોન દેશનો હાથી મંગાવું ને આપની ઘોળ કરાવું રે–
મારે આંગણિએ,
આશે અડિઆ મારા રંગ બેરંગી 'પેલેસ' માં પધરાવું રે–
મારે આંગણિએ. તમે–૨

રૂડી સુગંધીને કારણીયે હું કસ્તુરીના ખોબલા વેરાવું રે–
મારે આંગણિએ,
ગુલાબજળના ભર્યા ફુવારા એને ધીમા ધીમા છંટકાવું રે–
મારે આંગણિએ તમે-૩
બુટાદાર રૂડી જાજમ બિછાવું.
ઉપર ફુલિઆળા જ્હેગા પધરાવું રે–
મારે આંગણિએ,
કૃષ્ણમહારાજા! જો કૃપા કરો તો
એક [1]સુવાવડખાનું ખોલાવું રે–
મારે આંગણિએ તમે-૪

ઝીલતા ધીમે ધીમે ડગલે મહારાજ આલે અટકેલી મારી મ્હેલાતમાં એટલે જીર્ણ મઢૂલીમાં આરામ ખુરશીએ બિરાજ્યા.

પેરમનો નાથ-પાંચ લાખનો ભાગ્યવિધાતા. હું ગરીબ ચારણને ત્યાં કેમ પધાર્યા હશે? એ વિષયનું તુરત એક ગાયન યાદ ચડયુ એટલે મહારાજ આગળ બોલ્યો કેઃ-

---

કુમારશ્રીને છાના રાખવા બીજાં ઘણાં હાલરડાં ગાય છે, પણ એમને તો જુદું જ હાલરડું સાંભળવું છે.

આંખના ભાવથી મહારાણી સાહેબને બાળ મહારાજ સમજાવે છે કે, 'મને તો મારા વડવાઓનો ઇતિહાસ હાલરડામાં સંભળાવો તો જ છાનો રહું.'

એ વાત મહારાણી સાહેબ સમજી જાય છે. કુમારશ્રીને છાના રાખવા, ગોહિલ વંશની વાત ઉપરાંત આદર્શ રાજાઓનો ધર્મ, અને એકાદ લીંટીમાં મોસાળ પક્ષના જામ અજાજીનો "ભૂચર મોરી" નો પ્રસંગ પણ હાલરડા રૂપે ગાય છે.



ભાલો કર ધારીને ભૂપતિ, ઘોડા ઉપર આવે
એ વખતે મને આતાભાઈની, અણુમાર મધરી આવે
હશે આવો આગળનો નૃપતિ
ઢ ઢોળીને વેર કરી ધરતી ૩

પહોર પરોર ઊભે પગ લ્હીને, ઈશ્વરની અરજી સુણતો .
ગગાજળિઓ ગોહેલ ભૂપતિ, પૃથ્વી ન પગલે દુપતો
સૂરજ વ્યોમ ચડી જાતા
સુકોમળ 'ગાત્ બને ગતા. ૪

(૯૬) ચારણની ઝ પડીએ જવાના, આપે ન કર્યા ઉધારા
(તેથી) ભાવનદ નૃપ ભાવ ધરીને 'કાગ' મઢૂલીએ પધાર્યા
હવે કોઈ દુ ખ નથી દીસતુ
ભાગીયુ ફિગાન સુખ હસતુ ૫

× × ×

કુમારશ્રીને છાના રાખવા બીજાં ઘણાં હાલરડાં ગાય છે, પણ એમને તો જુદું જ હાલરડું સાંભળવું છે.

આંખના ભાવથી મહારાણી સાહેબને બાળ મહારાજ સમજાવે છે કે, 'મને ,તો મારા વડવાઓનો ઇતિહાસ હાલરડામાં સંભળાવો તો જ છાનો રહું'

એ વાત મહારાણી સાહેબ સમજી જાય છે કુમારશ્રીને છાના રાખવા, ગોહિલ વંશની વાત ઉપરાંત આદર્શ રાજાઓનો ધર્મ, અને એકાદ લીંટીમાં મોસાળ પક્ષના જામ અજાજીનો "ભૂચર મોરી" નો પ્રસંગ પણ હાલરડા રૂપે ગાય છે.



## હાલરડું

('આભમાં ઊગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યા બાળ–')

(એ–શિવાજીના હાલરડાનો રાહ.)

હાથ હિંચોળીને તાણતાં દોરી, હૈડે હેત ન માય—
માતા ગાય બાળનાં ગાણાં....
(તોય) વીરાજી રેય નઈ છાના.... ટેક

પારણામાંથી સુણવી છે એને, વંશ ગોહિલોની વાત....
આંખેથી બાળ સમજાવે....
(મને) તે કેડે નીંદરૂં આવે...." ૧

સાંભળે સૂતો બાળરાજા, માએ મીઠડી માંડી વાત—
'ગોહિલોનું ગિગદ છે ન્યારું....
ગંગાજળ કુળ છે તારું.... ૨

બ્રાહ્મણ વૈશ્ય ને શુદ્ર માટે રૂડી, 'ગંગમાતાજીની ધાર...
રજપૂતોનું તીર્થ બતાવું....
(એને) પ્રજાના હિતમાં ન્હાવું.... ૩

બોલ અકૂર જેનાં [1]કાછ અણડગ, જેને દેશતણાં અભિમાન....
પોતાની ભોમકા માટે...
ઊનાં ઊનાં લોહ પણ છાંટે.... ૪

સિંહ સાદૂળા! તું રાખીશ મા, આવી પરદેશોની પ્રીત....
ઘરો ઘર ઘોડલાં હાંકી....
પ્રજાની સુખ હાલાકી.... ૫

આપ્તજનો ને ભાયાતને, બાળુડા! જાણજે પોતાની બાંય....
એની જાગીર ન લેજે....
એને દુઃખે ભાગીઓ થાજે.... ૬

સુખ દુઃખે સમભાવ હૃદે, એવા રજપૂતોનાં નીમ....
એટલું, મારા પ્રાણથી વ્હાલા...
લખી રાખ, કૃષ્ણના લાલા!...

---

૧. એક પત્નિવ્રતનો અચળ ગુણ

આંહિનું સુધારી, બાળ–મારા ! ઉર, ધરજે ઈશ્વર ધ્યાન—
સાંભળ પેરમના રાજા....
હૈયુંના મોહ નો'ય ઝાઝા.... ૮

આશરે આવ્યો ન આપીએ રે એક, [1]સસલાનો શિકાર—
ક્ષત્રીવટ ધર્મને પાર્યો...
(તેદી) ખાંડાનો ખેલ સ્વીકાર્યો... ૯

ચારણીને જોડી સાંતીએ રે એનાં પાવણાંના ટાણું જાય....
[2]દેપાળે ધર્મ સંભાર્યો....
ઘોંસરું ગ્રહીને [illegible] ધાર્યો ... ૧૦

બેટડા ! તારા બાપદાદા લે[illegible]. [illegible] મા [illegible] હાણ ...
[illegible] શાહ હાથ પછાડી....
આવ્યો મોટી [illegible] ઉપાડી.... ૧૧

---

૧. ખેડગઢથી સેજકજી ગોહિલ સોરઠમાં આવ્યા ત્યારે જુનાગઢના રા'કવાટના કુમાર ખેંગાર એક વખત શિકારે નીકળેલ. તેના શિકારનો એક સસલો ગોહિલોના ઉતારામાં જતો રહ્યો. ખેંગારે માગણી કરી પણ આશ્રયદાતાનાં બિરદ ધારણ કરનાર ગોહિલોએ સસલો આપ્યો નહિ. એમાં લડાઈ થઈ હતી.

૨. દેપાળદે ગોહિલ એ સેજકજીના ભાઈ થાય. એક વખત એક ચારણે બળદની સાથે પોતાની સ્ત્રીને વાવણી કરવા સાંતીએ જોડેલ. તે જોઈ દેપાળદે ગોહિલે ચારણબાઈને કાંધેથી ધોંસરું પોતાને કાંધે લીધું. એની વાવેલી જમીનમાં કરગઠે કરગઠે જુવારને બદલે મોતી પાકયાં. એ મોતી લઈ નિર્લોભી ચારણ એના દરબારમાં ગયો અને પોતે પસ્તાણો છે એવા ન્યાયનો દુહો બોલ્યો:

[illegible] હત જડયા, નવરંગ મોતી નીપજે;
તો વધારત વડ વાર, દી' આખો દેપાળદે.

મોસાળમાં તારે જામ [3]અજોજી, એ સુણી ધીંગાણાની વાત—
તે દી' વરમાળ ફેંકીને....
આવ્યો રણ માંય ઠેકીને...” ૧૫
આઠ દી'ને ઉજાગરે વીરાને, આવવા માંડી ઉંઘ....
હાલરડે આંખ ઘેઘરણી....
વ્હાલી લાગી “કાગ” ની વાણી. ૧૬

---

## રોમ રોમ રમે

### કવિત

ગોહિલ ગંગાજલકો કાયમ નિભાવે પદ,
પ્રજા પ્રાન પ્યારી ચિત્ત હોય વીરભદ્રકો.
કુમતિ નિવારે નિજ છત્રિનકી પ્રેમધારી,
સુમતિ બઢાવે ભાવ હોય વીરભદ્રકો;
‘દેહ તો હ માનવકી ઇસમેં હ દેવ કૌન?’
કાયમ વો બાત યાદ -હે વીરભદ્રકો,
ચેહી અશીષ “ કાગ ” મેગ યહ હાલરડા,
રોમ રોમ રમે કૃષ્ણ નંદ વીરભદ્રકો

---

૧. “ભૂચરમોરી” ની પ્રસિદ્ધ લડાઈ વખતે ફેરા ફરતા ફરતા ગાગામાંથી વરમાળ ફેંકી અને જેણે લડાઈ લડી એ જામ અજોજી તો મહારાજ કુંવર વીરભદ્રસિંહનું મોસાળ પક્ષ એ વખતનો જામ અજાજીનો દુહો:
આપી તેં અળગી કરી, ખેગસ માય ખગા,
કંઠ કેસરી તણા, જાણે સાંકળ, સત્રસલ રાઉત!
અર્થ—હે સતાજી જામના દીકરા! આજ તેં પ્રસન્ન ચિત્તે વરમાળ ત્યાગી દીધી. જાણે બંધીવાન સાવજે સાંકળ ત્યાગી હોય નહિ ?

## મારા હૈયામાંથી કાવ્ય બહાર નીકળવાનો દિવસ.
### ચાંચને ચોરે:—

ચાંચના કેમ્પમાં રાતે રાતે હું થોડો વખત મહારાજ આગળ બેસતો અને મારાં બનાવેલાં ગીતો સંભળાવતો. તેમાં ખાસ કરીને પૂ. મહાત્માજીનાં તથા ખારવાઓનાં લોકગીતો અને આયરપુત્રી "જાહલ" જુનાગઢના રાજા 'રા' નવઘણને સિંધમાંથી સંદેશો કહેવરાવે છે અને નવઘણ સોરઠીઆહીં જાહલની વ્હારે ચડે છે, (જનેતાના દૂધમાં ભાગ) એ સ્વરચિત ગીતો તથા બીજાં કેટલાક પરચુરણ ગીતો સંભળાવ્યાં હતાં. ભાવભીને હૈયે મહારાજ એ સાંભળતા હતા. ગામડાની સાદી સાચી ભાષા ઉપર તેઓશ્રીને ક્યારેય અણગમો આવતાં મેં જોયો નથી એટલે જ સાચી વાત મહારાજ આગળ હું હિમ્મતથી કહી શકું છું. એ બધું સાંભળ્યા પછી મારાં બધાં કાવ્યો કે ગીતો કે ભજનો જે કહેવાતાં હોય તે છપાવી આપવા પોતે કહ્યું. મારા જ મોઢામાં રહેતાં—બહાર નીકળી પાછાં મારા જ હૈયામાં સમાઈ જતાં—મારાં ગીતોએ કાવ્ય રસિક નેક નામદાર મહારાજા સાહેબ આગળ બહાર નીકળવા વિનંતિ કરી હશે, એટલે ટીપીકુપી ઘાટે ચડાવેલાં એવાં મારાં ગીતો આજે જગતમાં ફરવાની કૃતાર્થતા અનુભવે છે.

પુણ્ય પવિત્ર નેક નામદાર મહારાજા સાહેબે "કાગ" નાં ગીતોને બહાર પાડ્યાં, એટલે મારાં કાલાં ઘેલાં ગીતોને એ અવતારી નામ સાથે જોડવાનું તો ભાગ્યમાં માંડયું જ હશે નાં ?

# ચારણોને સ્થાન નથી

. સં. ૧૯૯૦ ના પોષ માસમાં નેક નામદાર મહારાજા સાહેબનો મુકામ 'ચાંચ' થયેલ તે વખતે અમારી ચારણોની ઘણી પડતી થયેલ છે એટલે અમને વિદ્યાદાન આપીને ઉદ્ધાર કરવાની વિનંતિ કરી તે બાબતનો સંભળાવેલ છંદ.

છંદ દુમિલા

અમુને બહુ રાજન હિદ તણા. પૂજનીક સદાય જુવો ગણતા,
એવા સત્ય ઉચારના સેવનથી, અમુને બહુ દેવ હતા ભણતા;
અમે દેવ ટળ્યા ને મનુષ્ય ટળ્યા. હવે શું બન્યા ? એકનું ભાન નથી,
કયા કુકર્મથી,નૃપ કૃષ્ણ! જુવો,કયાય આ જગમાં હવે સ્થાન નથી. ૧

પાપી પેટડીયા ને તો કારણીએ, અમે ભ્રષ્ટ અસત્યમા જીભ કરી,
હતી દેવની તેજલ આંખડીયુ, નિરખી પરદોષને ભ્રષ્ટ કરી;
કર ભ્રષ્ટ કીધા અતિ દાન લીધા, મારો આતમ ઉર એકાંતે રડે,
નિજ જ્ઞાતિમાં એ નિરખી નિરખી (મને) કુણી સેજડીએ નવ ચેન પડે. ૨

જેના કોમળ કંઠ થકી જગમાં, નિત્ય છંદ ધ્વનિના ઉચાર થતા,
એવા દેવીના બાલક તે સુખથી, જુઓ બાળ પરસ્પરમાં ભણતા;
નિજ ભ્રાતનાં ખૂન પીએ ખુશીથી, એવા કોઈ કુકૃત્યનો બાધ નથી,
નિરુપાયે બધું નિરખી નિરખી, મારા જીવનમાં મને સ્વાદ નથી. ૩

પગલ્યા વિપ્ર ઝૂરતી પુત્રિઓના બધા, શીશના વાગ અફેદ થયા,
એવા આપના હાથ કઈએ વિધિએ, અરે! કેમ ધર્યા કરી વજ્ર હૈયા,
બાળે જિંદગી દોકડા કાજ કંગી, એની દૈત્ય વૃત્તિ ન ડગાવી ડગે,
માગ ટેવતા જીવને બાળી રહી, એની જ્વાળ મને ઉરમાં ભળગે ૪

ખોટા ખર્ચથી ગામગરાસ ઘણા, કોના કાગળિઆમાં મંડાઈ ગયા,
એને અન્ન ને વસ્ત્રની તાણ્ય પડી, માન ભાડુઠા હાય બેહાલ થયા,
એના દેહના તેજ હણાઈ ગયા, એને સુખ સ્મશાનની શાંતિ ફ્રી,
જીવવા કજ એજ જમુ, પણુ હા! માન ભોજનમા બાપુ ધૂડ ભરી ૫

નિજ રૂપ ભૂલી અને ધાબળિઆળિયુ, ચાવવા કારણ રાજ કરે,
જેણે છત્રપતિના એ માન લીધા, અપમાન એના મહુ કોઈ કરે,
આજ ખોટલ વડાની ચારણિયુ, જુઓ માગવા શુદ્ર ઘરે ભટકે,
મારા કાળજમા એના ઘાવ પડ્યા, મને દિવસ રાત સદા ખટકે ૬

ઉધાર કરે નિજ ચારણુને, રજપૂતનો માગ એ મહુણો
આજ આલમમા દેવ દેખાતો નથી, કોઈ ગેગમા હોય તો ગાર સુણો
અમે શ્વાન સમા હડકાય મહા, નૃપ! કાગની'ધાવ સુણીને ધરો,
તમે કઈક નહાય કરો નહિ તો, માન જીવન યત્રને બધ કરો.૭

× × ×

નેક નામદાર મહારાજા સાહિબ ચાયના દરિયામા હોડી બહુ સરસ રીતે તરાવતા હતા તે જોઈ મને એક ઉવિત્ત હૈયે આવ્યું, જે મે કહી સભળાવ્યુ કે, "આપને હોડી તરાવતા બહુજ સરસ આવડે છે તો હે પાચલાખના ભાગ્ય વિધાતા! ભાવિણાના નાથ! તમારો એક બીજી હોડી છે તેને પણ તારો–તરાવો"

---

## નાવડી તરાઇએ

### કવિત

હૈ તો હિયમાંઝ ભરી ઓર યાદ કરી, નૃપ.
પિતાકી જવાબદારી આપ ઉર લાઇએ;
ગ્રામ ગ્રામ ફિરો-ધામ ધામ મેં પધારો, ભૂપ!
સંપત્તિકે વેશમેં દરિદ્રતા નિહારિએ;
રાવરે હિયેમેં જો ભર્યો હૈ બલવત ભાલ,
મૂછપર હાથ દેકે આગે સુ બઢાઇએ;
તરનીકો તરાના જાન ગયે હો જો ભૂપ! તો તો
**નાથ નિજ રૈયતકી નાવડી તરાઇએ.** ૧



અમારી દગે એક તુ એક એવો,
પ્રભાનાથ! તુ તુ તુહી તુજ જેવો
બહુ મની–મગા તણો મેગ ટેતા
નમો રાજ–તંત્રી ઋષિરાજ નેતા ૯

*　　　*　　　*

હૈયુ અને માથુ બેઉ નમાવવા ભાવ થયો તે મે છંદમા ગાયો છે

પગરખા વિણુ સૂરતી પુત્રિઓના બધા, શીશના વાળ સફેદ થયા,
એવા બાપના હાથ કઈએ વિધિએ, અરે કેમ ઘડ્યા કરી વજ્ર હૈયા,
બાળે જિંદગી દોકડા કાજ લગી, એની દૈત્ય વૃત્તિ ન ડગાવી ડગે,
માગ જીવતા જીવને બાળી રહ્યા, એની જ્વાળ મને ઉરમા બળગે ૪

ખોગ ખર્ચ્યો ગામ ગરાગ ઘણા, કોના કાગળિઆમા મ હાઈ ગયા,
એને અન્ન ને વસ્ત્રની તાણ્યુ પડી, મારા ભાહુના હાય બેહાલ થયા,
એના દેહના તેજ હરાઈ ગયા, એને સુખ સ્મશાનની શાન્તિ ફની,
જીવવા કજ નાજ જસુ, પપુ હા! માન ભોજનમા બાટે ધૂડ ભગી ૫

નિજ રૂપ ભૂલી અને ધાબળિઆળિયુ, યાચવા કારણ રાજ કરે,
જેણે છત્રપતિના એ માન લીધા, અપમાન એના સહુ કોઈ કરે,
આજ ખોડલ વચાની ચાન્ણિયુ, જુવો માગવા શુદ્ર ઘર ભટકે,
મારા કાળજામા એના ઘાવ પડ્યા, મને દિવસ રાત સદા ખટકે ૬

# સર પ્રભાશંકર પટ્ટણી

પોતાના ખેડુતોનાં કરજ ચૂકાવી આપી તેમને ઋણમુક્ત કરવાનું પુણ્ય કાર્ય સૌથી પ્રથમ કરવાનું માન ભાવનગરને મળેલું. સર પ્રભાશંકર પટ્ટણી સાહેબે એ ઉદાત્ત કાર્ય કર્યું. કરજ કમિટીના ચુકવણામાં પૂ. પટ્ટણીજી રાજુલા પધારેલા અને ત્યાંથી વિકટર પધાર્યા હતા હું સ્ટેશને તેઓશ્રીના દર્શનાર્થે ગયો હતો. મે. વસુલાતી સાહેબ નટવરલાલભાઈએ મને ત્યાં જ રોકી લીધો. પછી નક્કી થયું કે બાળ મહાગજા સાહેબનું હાલરડું પૂ. પટ્ટણીજીને સંભળાવવું. નક્કી કરેલ વખતે અમે તેઓશ્રીના ઉતારાના બંગલે ગયા.

પૂ. પટ્ટણીજીના મહાન ક્ષમાના મેં ઘણા દાખલા સાંભળેલ. એ વખતે જ મારા હૈયામાંથી નીચેનું કાવ્ય બહાર નીકળેલ, પણ હું સંભળાવવા ગયેલ નહિ મેં એમ પણ સાંભળેલ કે પોતાની કાંઈ પણ કવિતા પોતે સાંભળતા નથી. કવિ સ્વભાવને તો લાખો રૂપિઆ આપે પણ પોતાની બનાવેલ કવિતા ન સંભળાવે ત્યાં સુધી બધું ધૂળ. એ પ્રમાણે મને પણ હતું જ

એ વૃદ્ધ ઋષિરાજની સામે બેસી વિગતવાર હાલરડું લગભગ એક કલાક સુધી મેં હર્ષથી ગાઈ સંભળાવ્યું. મને યાદ છે કે કરુણારસની તથા ગરીબોની વાત એ

મહાન રાજ્યતંત્રી દેવનું હૈયુ સાંભળી ન શક્યું. તેની સાક્ષી તેઓશ્રીની આંખનાં આંસુ આપતાં હતાં.

તેઓશ્રીની આગળ વાત કરવાનો રસ મને જેટલો આવ્યો હતો એટલો તો કદાચ કયાંય આવ્યો જ નહિ હોય.

હાલરડું ગાઈ સંભળાવ્યું. અને પછી વિનતિ કરી કે, "બાપુજી! એક પાંચ કડીની કવિતા છે. એનું નામ છે 'વેરનો બદલો અને બેનો ગુન્હો' જો કહો તો સંભળાવું." માથું હલાવી હા કહી પછી બોલવામાં વિલંબ શેનો હોય?

---

## વેરનો બદલો અને બેનો ગુન્હો

(સવૈયાની અથવા ત્રોટક છંદની ચાલ)

ભૂલ્યો તોલ સુ રાજન બોલ તણો,
અપમાન ભલામહ કીધ ઘણો....
કર્યો દ્રુપદે દોષ જો દ્રોણ તણો..
અપમાન ભુજંગ નસે નસમાં ડસતાં,
મુનિરાજે જુઓ દિલમાં શું ધર્યું....
એક દ્રુપદ કાજ મહાદ્વિજરાજે જો,
ક્ષત્રિનુ ગાફ મેદાન કર્યું.... ૧

લાગ્યુ દક્ષને બ્રહ્મ સભામહીથી,
વૃથા તોય જુવો ઈતિહાસ મથી
અપમાન ગણ્યુ એણે શકરથી

કર્યો યજ્ઞ મહા એ પ્રજાપતિએ,
ચિત્ત શકર સુ મન દ્રોહ ધર્યો
એહી કારણ અગ્નિની જ્વાળા મહી
એના શીશનો શકરે હોમ કર્યો ૨

અદ્‌ભૂત વિચિત્ર પડુ ગ્રહમા,
ભૂલ્યો અધનો પુત્ર સભાગૃહમા
હસી દ્રૌપદી સ્મિત સુ નિગ્રહમા

મહારાજ સુયોધને ત્યાગી ક્ષમા,
એવા કિંચિત દોષ ને ચિત્ત ધરી
સારી હિદના ભૂપ સમક્ષ મહાસતી—
દ્રૌપદીને જો બેહાલ કરી ૩

પ્રભુના ઘરથી એ નથી ડરતો,
તેમ લેશ ન ત્રાસ દિલે ધરતો
જુઓ, નાશ કુઠાર એનો કરતો

જગ વદિત ચદન તે બદલે,
એને મુખે સુગધી સદા ભરશે
એના સાગરથી ઊંડા પેટ મહા,
અપરાધ સહુ એ ક્ષમા કરશે ૪

નર માનવનો જો કરીશ ગુનો,
એ તો વાળશે વેર મહા દુગુનો....
બદલો સહુ લેશે બુરાઇ તણો....
કરો કોઈ ગુનો તો કરો 'હરિનો',
"પટણીનો કરો" ન ચિતે ધરશો....
એનાં સાગરથી ઉંડાં પેટ મહા,
અપરાધ સહુ એ ક્ષમા કરશે....૫

યુવરાજ કુમારશ્રીનું હાલરડું તથા ઉપર લખેલ કવિતા સંભળાવી અમો નીચે ઉતર્યા મે. વસુલાતી નટવરલાલભાઇએ મને કહ્યું કે, 'બાપુજીએ તમને કંઈક આપવા મને કહેલ છે' મેં વિનંતિ કરી કે, 'આજે મને જે આનંદ થયો છે તેના કરતાં કઇ ચીજ વધારે કિંમતી છે જે મને આપ આપશો? માફ કરો. મને આજે ઘણું જ મળી ગયું છે.' પૂજ્ય પટ્ટણીજી પાસેથી નીચે ઉતરતાં જ મને એક કવિતા સ્ફૂરી. "દીન દયાળુનો વાસ નથી" જે આ પુસ્તકમાં છપાએલ છે.

"એનાં સાગરથી ઉંડા પેટ" એ કવિતા વીસરાઇ ગઇ અને તુરત જ હૈયામાંથી એક બીજા ભાવનું કાવ્યઝરણુ ફૂટયું. એ તેઓશ્રીના સ્વરચિત કાવ્ય પરથી.

"જન મન અંદર પેસી શકોને-
દુઃખમાં ભાગીઓ થાઉ,
દુઃખીઓનાં દુઃખમાં ભાગીઓ થાઉં;
બની શકે તો શાંતિ પમાડું.

નહિ તો એને અનુએ ન્હાઉ,
બનાવો ઉપાય કો એવો
બનુ દુખે લાગાઓ તેવો

---

## નમો મોરબી માતના રાજ-નેતા

દોહા

ક્રોધ જ્વાળ જડ્યો નહિ, ન કરી લોભે આળ,
ધર મોરબના પાટવી, નમો પાગ-નરપાળ

છંદ ભુજંગી

પૃથ્વી દેવ કેનાય ભૂપાળ પાળ્યા,
ધન નાથના દુખ કેતાય ટાળ્યા
સુના ગર્જવી ટેક લીધા સચેતા
નમો મોરબી માતના રાજ-નેતા 1

પતિ સ્નેહપુગીને જેણે રજાળ્યા,
પ્રભાનાથ તે ટેક ભૂપો પળાવ્યા
ખપ્યો કાજ ગોહિલને યુદ્ધ એના
નમો મોરબી માતના રાજ-નેતા 2

ધણી કાજ મહારાજ તે માગ ધોમ્યા,
પતિ બાહુડા કાજ તે હાડ હોમ્યા
દધીચી ન વધ્યો એવા દાન દેના
નમો મોરબી માતના રાજ-નેતા 3

મહારાજ ભાવા તણી રાજધાની,
બની જે દિને તે વિયોગે વિહાની
ટકાવી જતી રોગીઓ તન્ત્ર–વેત્તા
નમો રાજ–તત્રી ઋષિરાજ નેતા ૪

ઉપાડ્યો દધિ દેવ તે વિપ્ર દેવા,
ફળી કૃષ્ણ મહારાજને એજ સેવા
વળ્યો જે દિશે ત્યાં રહ્યો છો વિજેતા ..
નમો રાજ–તત્રી ઋષિરાજ નેતા ૫

તુહીઁ શાહના શાહ સાથે ભમતો,
તુહીં રંક ખેડુત સાથે રમતો
ર્યાં શ્વેત ને શ્યામને પ્રેમચેતા
નમો રાજ તત્રી ઋષિરાજ નેતા ૬

તુહીં સાર્વ–ભૌમીના તનો ઘડતો,
તુહીં ભક્તિ ભાવે ઈતે રડતો
તુહીં રાજ સેવા ભર્યો દેશ–નેતા
નમો રાજ–તત્રી ઋષિરાજ નેતા ૭

તુહીં નાથ જેણે મહા વેર દીધા,
ઘણા વેરીઓને અભેદાન દીધા
કરે ઘાવ દેતા ફરી તુહિ દેતા
નમો રાજ–તત્રી ઋષિરાજ નેતા ૮

અમારી દૃગે એક તુ એક એવો,
પ્રભાનાથ ! તુ તુ તુહી તુજ જેવો
અહુ મન્ત્રી–મન્ત્રી તણો મેળ કેતા
નમો રાજ–તન્ત્રી ઋષિરાજ નેતા ૯

* * *

હૈયુ અને માથુ બેઉ નમાવવા ભાવ થયો તે એ છંદમા ગાયો છે

# "અર્પણ પત્રિકા"

ખાનદાન કુળ તૈયાર થતા વર્ષો જાય છે પશુપખી અને સ્થાવર વૃક્ષોનો વંશ સુધારતા પણ પેઢીઓ વીતે છે એક મહારાજાએ મને પૂછ્યુ હતુ કે "બારોટો, વહીવંચા, ચોપડામા નામ લખે તેથી શો લાભ છે? આ તો બધા વડીલોના કરેલાં હંબગ (ખોટાડાં) લાગે છે"

મે એમને વિનંતિ કરી કે "મહારાજ" આપ વિલાયત વગેરે પરદેશોમાથી કુતરા ખરીદો છો તે પહેલા એ કુતરાના વડીલો વગેરેનો હિસ્ટ્રી તેની બુકમા તપાસ કરો છો. એના કુળની ખાસ ટેવો નિમકહલાલી ઉપરાંત તેના બાપદાદા, મા અને મોસાળ સુધીનો ઇતિહાસ સાભળીને ખરીદ કરો છો જ્યારે કુતરા જેવા પ્રાણીના ગુણોની તપાસ થાય છે અને એનો ઇતિહાસ લખવાનુ જરૂરી છે તો માણસનો ઇતિહાસ વહીવંચાને ચોપડે લખાય એમા આપને હંબગ કેમ લાગે છે? મહારાજ! આવા ક્ષુલ્લક વિચારોની ધડમથલમા કયાક હંબગવાળા પૂર્વજોએ મેળવેલ પૃથ્વી ચાલી ન જાય"

કુટુંબો સુધરે છે કે બગડે છે અને મધ્યમ રીતે પણ જીવે છે. આપણા જુના રિવાજ પ્રમાણે લગ્નમા વરકન્યા બાજોઠે બેસે બને તરફના ગોર અને બારોટો તેની વીશ વીશ પેઢીના વડીલોના નામ સાથે એમના ઉત્તમ કામોનો ઇતિહાસ ભાખે છે લગ્નગ્રંથીમા જોડાતા પહેલા એમને એમની ખાનદાનીની યાદ આપે છે અને કુળધર્મ પ્રમાણે એકબીજાની સંગાથે ધર્મમય જીવન જીવવા ઉપદેશ આપે છે સારા કુળો નીચા કામોથી ભ્રષ્ટ થઇ છિન્નભિન્ન થઈ જાય છે નીચા કુળો ઉંચા કાર્યોથી મહત્વને પામ્યા છે સારા અને ખરાબ

અરહો ! કરો વિચાર, જો વાળામાં કયો વડો?
શિરનો સોંપણહાર?, કે વાઢણહાર વખાણીએ?,

જેતપુરના ચાપરાજ વાળાએ મુસલમાન બાદશાહની ફોજ સામે યુદ્ધ કરેલુ લડતાં લડતા આઠ દિવસે તેનુ માથુ પડ્યુ. પરંતુ ધડ લડતુજ રહ્યુ અને તેણે દુશ્મન ફોજને તગડી કાઢી બાદશાહની આગળ બીજે દીવસ સવારમા ચંપાનુ ફૂલ આવ્યુ માળીને બાદશાહે પુછ્યુ કે "યહ કૌનકા ફુલ હૈ," માળી કહે કે "હજુર ! ચંપેકા" બાદશાહ કહે કે ' દૂર રખ, દૂર રખ " બાદશાહને ભય લાગ્યો કે ફૂલ-ઝાડમાથી નાક ચાપરાજ ઉભો થાય તો કાઢી ભાયામા ચાપ રાજનુ ચાંપો થાય છે તે મતાથી ચારણો દુહો કહેતા આવે છે કે—

પતશાએ પતગરીઆ નહિ પુહપ પાછા જાય,
ચાંપો છાબા માય, (રખે) ઊઠે એભલરાઉત

અર્થ—બાદશાહે ફૂલને રાખ્યા નહિ હને આ પુષ્પ પાછા જાય છે કારણ કે બાદશાહને ભય લાગ્યો કે એભલવાળાનો દીકરો ચાંપો કદાચ ફૂલછાબમાથી ઉભો થશે

એજ ચાપરાજવાળે એક ચારણને ઘેડો આપવા કહેલો ચાપરાજ વાળાના બારમાને દિવસે એ ચારણ લાબે રાગે મરસીયા કહેતો કહતો, વન ગેવરાવતો ચાપરાજની ડેલીએ આવ્યો રોટલા જમવા ડાયરો ઉભો થયો ચારણ બેઠો રહ્યો સૌએ આગ્રહ કર્યો "ચાલો, ગઢવી ! છાશુ પીવા " ગઢવી કહે કે "ચાપરાજ વાળા મને ઘોડાનુ કહી અને ઘોડો આપ્યા વિના કેમ ચાલ્યો જાય ! વાળાનુ કુળ નિષ્કલંકી અને સતવાદી છે માટે હવે તો ચાપરાજ વાળો આવીને હાથો હાથ ઘોડો આપે ત્યારે છાશુ પીશુ " એટલુ કહી ચારણ સ્મશાને ગયો એક દી' એવો બીજો અને ત્રીજે દિવસે પ્રભાતની વેળા થઇ સૂર્યનારાયણનો રથ બહાર નીકળ્યો એ વેળા ચાપરાજ વાળાની રાખ આમા આમા કામ કરી મારશે ખિરદાવળી ઉપાડી

## ગીત સપાખરૂં

વડાં ભારથાં રચાયા ખેલ કોરવાંરા પાંડવારાં,
કર્ણ પારથારા જુદ્ધ હુવા પ્રલે કાળ;
બાણુરા ટંકાર આરપાર આસમાન બાગા,
પન્નગાં થડક્કા લાગા સાતમે પાતાળ, १

ઢાંકીયા કોરવાં બાણે પડી માથે મેઘધારા,
છૂટા બાણુ પારાથરા આકરા સમોહ;
જૂટા શૂરધીર ઠાર ઠાર વીર રસ્સ જાગા,
રોપીઆ કરણે પાગા ધાગ ધાગાં રોહ. २

કોદંડાં છૂટીયા બાણુ ભુજદંડાં ધરી કોપ્યા,
બ્રહ્માંડાં ધ્રણેણ્યા અળ્યા પોરસાણા ભાણ;
હટાયા પારથાં રથાં ભલકારા દીયા હરિ
પુત્ર સૂરજાંરા થારા અતાગે પ્રમાણ. ३

બળાકારી કર્ણ ભારી પારધારિ પોઢયા બાણે;
ઠર્યાં વિધિઆરા ધારા મટે નહિં કાળ;
વેપધારી વિપરારા અંતકાળે આવ્યા હરિ,
દાઢ ભાંગી કંચનારી સમપ્પી દયાળ. ४

વખાણું અખાડા બીજા સૂરવંશી તણા વળી,
નિવેડા ભંડારા લીઆ જેતાણારા નાથ;
જેમ દળાં બાદળાં છૂં બાદશાહા આયા જદે,
ભૂપ આંબરાજે તારે ઝાંઠીયો બાસાથ. ५

શીશને ઉતારી વાળા મુંડમાળા રોપી શિવ,
હાલ્યાં ધડાં ભડેવાને તેગ ધારી હાથ;
પડે કાળાં ધોમ જાળાં પ્રલેકાળાં જેમ પો'ચ્યા,
ભાણુ રથાં ખેંચી જોવા લાગીઆ ભારાથ. ૬

સામ સામા ગળ્યાં દળાં ભડેવાને જેમ છૂટા,
અછૂટા તોપકા ગોળા તૂટા ભાલાં બાજ;
આછટે ઉડાડે શડે કોપ કાળા ખાગ પાડે,
રુંડ મુંડાં દડે શૂરાં રૂઠા ચાંપરાજ. ૭

ગેંગળાં ખોપરાં તોડે ઉડાડીઆ આસમાને,
પડ્યા દૂર જેમ ચડ્યા વીતેળારા પાન,
ખેલાડી રમાડે દડા શિર ધડા તેમ ખેલે,
મળ્યાં દળાં બાદશારા ફનાકા મકાન. ૮

રગતાળા પૂરવાળા બાળા નાળા વહે રોગા,
પશુ પંખી વાળા ટોળા ઘરાણા પંજાળ;
પંખણીયું માંસ લોળા ગળેવા હિલોળા પેઠા,
માથે શૂરાં અપસરા રોપે વરમાળ. ૯

દંતૂશળાં ઉખેડીઆ કુંભાથળાં તોડ દંતાં,
ખળાં દળાં વાળાં દળાં દલીશ ખલાસ;
ડમ્મરૂ પિશાચ વાળા શુક તાળા હાક ડાક,
હુવા ભેરવાણુ પીવા રગત્તાં હુલાસ ૧૦

સાત દિન લડ્યા પછી પૃથી રિ પડ્યા ચાપા,
આડ્યા દેવતારા ગડ્યા નગારા આભગ,
નહિ દર્યા મે નથી ને પૃથી ગજે દર્યા નામા,
વર્યા અપસગ ક્યાં સુગપુગી વાગ ૧૧

કવિનારા લખડાગ ગશાહી જાણવા કજુ
કીરતી સાભળી જારે ખાન ખરી કાન,
આયા હરિ ભગેગરી તણા એભવેશ અગે,
દેહ ધારી ફ્નીકરી દીયા તુગી દાન ૧૨

એમનો પરિચય મને ઝાઝો નથી. હું ચારેક વખત એમનો મહેમાન થવા ભાગ્યશાળી બન્યો છું. એ વખતે જોવામાં આવેલી એમની થોડીક વિશિષ્ટતાઓ લખ્યા વિના રહી શકું તેમ નથી. એક તો એમનું નિયમિતપણું, બીજો એમનો અસલી મોજો, ત્રીજો જે સંકલ્પ થાય તે તુરત દાન અને મહાપુણ્ય, એનો વિલંબ નહિ. અને ચોથો ગુણ એમના મહાપુરષો–વડીલોનો વારસો–ઉદારતા અને એટલો. એમના રાજ્યની આવકનો પૈસો રાજકારભારમાં વપરાતાં બાકી રહે તે બધો ગરીબો, કથાકારો, કવિઓ, પંડિતો, વિદ્યાર્થીઓ અને આશ્રિતોને દાનમાં અપાય. એમને રસોડે ત્રણસોથી વધારે થાળીઓ પીરસાય અને એ પણ નિયમિત. એમાં ટાઈમ ફેર એક પણ મિનીટનો નહિ. એક વખત એમની સાથે મોટરમાં મને ફરવા લઈ ગયા હતા. રસ્તે બધી વાતો કરતાં એક વાત પોતે મને પોતાનો જાણી કરી કે "દુલા ભગત! મારા રાજ્યમાં દિવાનો બહુ બદલ્યા કરે છે, તેનું કારણ તમો નહિ જાણતા હો. મૂળ કારણ તો એ છે કે આ નવા જમાનાની ફરફસરના રંગે રંગાયેલા જે દિવાન આવે તે થોડા દિવસ રહી મને માંડે ઉપદેશ આપવા. 'બાપુ! રસોડું બંધ કરવું જોઈએ. માંગવાવાળા ગરીબો વગેરેને આપવું ન જોઈએ' એમના બીજા બધા ઉપદેશમાં હું હા પાડું. પણ આ બે વસ્તુ તો મારા જીવનનો રસ. એને કેમ છોડી શકું? એટલે દિવાન સાહેબ એમને ઘેર જાય"

સર્વથી શ્રેષ્ઠ અન્નદાન છે. મહાભારત પૂરું થયા પછી રાજા યુધિષ્ઠિર ગાદી પર બેઠા. પણ એ ગાદી નીચે એમને સાપ સળવળતા દેખાયા. હાથી દાંતના પલંગ પર બિછાવેલાં ફૂલોની પથારીમાં એમણે (સ્વપ્નામાં) યમદૂતો હસતા જોયા. હૃદયની શાંતિને બદલે છાતીમાં થોડા દોડતા ભાળ્યા. રાજ્ય કરતાં જીવન આકરું બની ગયું. ત્યારે વ્યાસ ભગવાને એમને ઉપદેશ કર્યો કે –"રાજા! યજ્ઞ કર. કારણકે રણમાં ઘણાં માણસો તારે લીધે અન્ન જમશે. એ પુણ્યથી તને લાગેલાં

પીંઆળ્યાનાં પાપો બળી જશે અને આત્માને શાંતિ થશે." આસ્ મહાત્મા ઈશ્વરદાસજીનો એક દુહો છે કે—

અન્ન સમાન નહિ ઔષધી, નિંદા સમો ન પાપ;
કૃષ્ણ સમો નહિ દેવતા, જરણા સમો ન જાપ.

અત્યારે તો રાજા મહારાજા અને કરોડપતિઓને ત્યાં કાગડો કુતરૂં પણ એક બટકું રોટલો ન પામે. એવા હળાહળ કાળમાં જેને રસોડે ધર્મસાદ પડે, દૂધ, ઘી, દહીં, છાશની જ્યાં રેલમ છેલ થતી હોય, એ દૃશ્ય જોઈ કોઈ કવિ મૂંગો કેમ રહી શકે?

દરબાર શ્રી. અમરાવાળાની અપૂર્વ ઉદારતા અને રસોડા વિષે બે પાંચ દોહા બન્યા કે:—

અણુ તાગ્યો, અમરા! ભાલંપ જળ સાગર ભર્યો;
હોડી હાંકીતા, કોઠો ન ભાળ્યો, કાળાઉત! ૧

અર્થ:—હે અમરાવાળા! તારી ઉદારતાના સમુદ્રમાં કવિતા રૂપી હોડી હાંકી. પણ સમુદ્રનો સામો કાંઠો ન મળ્યો.

ત્રેમંડ તાણુ વરા, વાદળ ઘન વરસે નઈ;
આવે મોજ, અમરા! કોઠે ન પડે, કાળાઉત! ૨

અર્થ: હે અમરાવાળા! વરસાદ પણ મંડાણ કરી, કદી ન વરસે, પણ તુંને મોજ આવ્યા પછી નિષ્ફળ જતી નથી.

રતે, અમરા રાણુ! સ્થાવર જે લોભી થયાં;
એના પડમાં નવા પાન, કદી ન આવે, કાળાઉત!

અર્થ:—અમરાવાળા! પાનખર ઋતુમાં જે ઝાડવું (વૃક્ષ) પાનને પડવા દેતું નથી. એ ઝાડને નવાં પાંદડા આવતાં નથી. માનવ શરીર એ પાનખર ઋતુ છે. એમાં જે માણસ દાન પુણ્ય કરતો નથી એને ફરી દાન પુણ્યનો વખત પ્રાપ્ત થતો નથી.

॥ श्री गणेशाय नमः ॥



# ગણપતિ સ્તુતિ

દોહા

જય ગણેશ જોગી શત,
મહાકૃતિ સૌથી મોગ,
એક દત સોહત અતિ–
કરે વદન ગજ જોગ ૧

મહગુણ કર નિર્મળ સતા, ખટમુખ બંધુ ધાર,
પ્રથમ જય જય નિધિપતિ, નમુ ચરણ લખ વાર. ૨

સિદ્ધિપતિ પરથમ સમરીએ, દૂર કરી મન દ્વેષ,
રિદ્ધિનાથ ભાવે રટુ, જયજય દેવ ગણેશ. ૩

## સરસ્વતી સ્તુતિ

જય શારદ માતા જયુ, આપો બુદ્ધિ કરૂ,
ગુણખાની મા જે ગિરા, ધરૂ મસ્તક પદ ધૂર ૧

વાણિ અમર આપો વદ, કૃપા ગુણ અજોણિ,
તુમ બોલાવો ઈ તવા, મતિ ન પોંચન મોણિ ૨

બ્રહ્મ તનયા જયજય ભણુ, કેવી માત કૃપાય,
કષ્ટ ભગ્ન દૃષ્ટિ ઢગે, શૂળ ફૂલ બન થાય ૩

જીભ માત સુ છે જગા, વર ઉભે વાચાળ,
આપતણી એવી સતા, બ્રહ્મ તનયા મન ભાળ ૪

સહુ પ્રથામ શારદા, સારદ હી નમનાત,
શારદ પદ રજ કોગ હુ, જય જય શારદ માત ૫

# ગુરુ સ્તુતિ

## દોહા

વદન કરૂ ગુરુ દેવનુ, દરશાવી હરિ દીશ,
જ્ઞાન કહ્યુ ગીતાતણુ, ચરણુ ધરૂ મમ શીશ ૧

પામર હુ મહ પાતકી, જાહી બતાવી જાણુ,
પ્રથમ પાતક પર હરી, નમુ ગુરુવર નારાણુ ૨

તત્ત્વ રૂપ એક જ તણુ, સોહી બતાવ્યુ સાર,
સહુ પરથમ તજી ગુરુચરન, વદન કરૂ લખ વાર ૩

જેહી કૃપાથી જાણીયુ, નિર્ભય પદ નિરવાણુ,
તન મન ધન અરપણુ કરૂ, પદ ગુરુ અરપણુ પ્રાણુ ૪

રૂપ ગુરુ અણુપાર છે, મૂરતી જાણુ મહેશ,
ધૂરિ ચરણુ મમ શિર ધરૂ, એમ ગુરુ આદેશ ૫

ભાવ થકી નિગમ ભણો, સમજાતો નહિ સાર,
ગુરુ વિણુ જ્ઞાન મળે નહિ, પણુ કોટિ પરકાર ૬

કોટિ દીપક પ્રગટ કરો, મિહિર સમાન ન થાય,
જ્યા લગી સૂર પ્રગટયે નહિ, ત્યા લગી તિમિર ન જાય ૭

એમ કર્મ બહુ આદરો, સમજો નિગમ સાર;
ગુરુ મુખ જ્ઞાન મળ્યું નહિ. આવે નહિ ભવપાર. ૮
કોટિ કોશ વે'તા કરો, ધરણી જળ ન ધરાય;
નીર મેઘ વરસ્યું નહિ, ભૂમિ તૃપ્ત નવ થાય. ૯
દાસ હોઈ ફરતા રહો, આશ તાર વધ જાય;
ગુરુ મુખ જળ પીધું નહિ. ત્યાં લગી આશ ન જાય. ૧૦
જેમ શ્રેષ્ઠ નખતર શશિ, રૂદ્ર શ્રેષ્ઠ શિવરાય;
તેમ મંત્ર અરૂ તત્ત્વમાં. ગુરુવર શ્રેષ્ઠ ગણાય ૧૧
જેમ શ્રેષ્ઠ . સુર સુરપતિ, સરિતા સુરસરી શ્રેષ્ઠ;
તેમ મંત્ર અરૂ તત્ત્વમાં, ગુરુ આખર હુહિ જેષ્ઠ. ૧૨
તરણ આપ ભવ તારતા, જરણ મિટાવણ જાળ;
ફરણ જીવ ભવ ફંદમાં, મુક્ત કરણ તતકાળ. ૧૩
પરમાનંદ ગુરુ રૂપ છે. નિત આનંદ નિરવાણ;
'મુકતાનંદ' ગુરુ તત્ત્વમહ, ક્ષમા દયા ધનખાણ. ૧૪
તોય અધિક તરંગ સમ, કરો પ્રણામ સદાય;
ગુરુવર કે ઉપકાર મન, તો કિંચીત ગણાય. ૧૫

❋ ❋

## યોગમાયા અંબાજીની સ્તુતિ.

### દોહો.

શાંતિ કરણ જગ ભરણ તું, ઘડણ ઘણા ભવઘાટ,
નમો આદ્ય નાગાયણી, વિશ્વ રૂપ વૈરાટ. ૧

### છંદ ભુજંગી

નમો બ્રહ્મશક્તિ મહા વિશ્વમાયા.
નમો ધારની કોટિ બ્રહ્માંડ કાયા,
નમો વેદ વેદાંત મેં શેષ ભરની,
નમો રાજકા રક્ષે છત્ર ધરની ૧

નમો પૌનરૂપી મહા પ્રાણદાતા,
નમો જગ્ગ જટ્ટી પ્રસે જીવ ધાતા,
નમો દામની તાર [illegible] રૂપાળા,
નમો ગાજતી કાલિકા મેઘ માળા. ૨

રમે ગમ તુ વ્યોમ બાળા હુલાસી,
પુરે સાથીયા કેક રંગે પ્રકાશી,
લહે તાલ બ્રહ્માંડ એકી અવાજે,
તુહારા અનોહદ વાજીત્ર વાજે. ૩

હિમંતે [1]અનોધા હિમાળા હલાવે,
તુહીં પોનમાં શીતળં ગીત ગાવે;
વસંતે તુહીં માત હેતેં હુલાસી,
લતા ઝાડમાં ફૂલ ફૂલેં પ્રકાશી. ૯

[2]લડી દાનવાં સાથ બુદ્ધી ભુંજાળી,
[3]અખાડે અરી [4]આમળા દીધ ટાળી;
[5]પવાડે ટલા [6]કેતરી વાર લીધા,
રણે [7]દોખીયાંરે સરેં રેશ દીધા. ૧૦

કહીંવાર કાળી ધરી હાથ કાતાં,
રંગ્યાં રાખસાં લોઈ બંબોળ રાતાં;
ભવાની અસા ભારથાં કેક કીધાં,
પછાડી ઘણાં દાનવાં [8]રૈર પીધાં. ૧૧

તુહીં લોહ ખાંડાં ધરી વીશ હાથે,
મંડી ખેધ વાઘેશ્વરી દૈત માથે;
વડા પા'ડ શા આવતા રાહ આડા,
ધડી [9]વેઢકે ત્રોડીયાં કાંધ જાડાં. ૧૨

પછાડ્યો જળા સોવળાં દૈત ઘાતી,
દાન દીધ રાખી રસાતળ જાતી;
કહે સેવકાં પાહિ તોહિ અરાહી,
નમો વિશ્વગ્રાહી અગ્રાહી વરાહી .૧૩

---

૧ અપાર ૨ લડી, ૩ રણક્ષેત્રમાં, ૪ અંગ, ૫ લડાઈમાં, ૬ કેટલી-(કેતરી ચારણી પ્રયોગ) ૭ દુશ્મન, ૮ લોહી, ૯ યુદ્ધમાં.

નિશા શામળી કામળી ઓઢ કાળી,
        તુંહી કાળ રાત્રિ નમામી કગળી,
તુંહીં તારલે જ્યોત ઝીણી ઝબૂકે,
        ફરે આભકા પથ ફેરા ન ચૂકે    ૪
પ્રભા ભાનુમે માત તોરી પ્રકાશે,
        લખી ઉગ્રતા ઓઘ અંધાર નાશે,
તુંહી ચંદ્રિકા રૂપ વ્યોમે હસતી,
        ધરી ઓઢણી શ્વેત આભે લસતી    ૫
દિશા કાલકે ભેદ તોરા ન દિસે,
        નમો સેવ્યની બ્રહ્મ રૂદ્ર હરિને,
તુંહી આભ ઔકાશ ઠેતા નિપાવે,
        મથે માનવી થાહ તોરા ન પાવે    ૬
તુંહી સાયરા નીર ગંભીર ગાજે,
        ભીડે આકડા વાડ્ડા નાદ ગાજે,
ઘંડ હાલતા લોઢ લેતા હિલોળા,
        કરતી જળા ઓળ અંગે કિલોળા    ૭
તુંહી વાદળા પા'ડ આથે પછાડે,
        મરીતા બની ઘુઘવે ઘોર ત્રાડે,
અપાડે સુ નીલંબર અંગ ઓઢી,
        તુંહી જાળીયે પાણિયા સેજ પોઢી    ૮

હિમતે [1]અનોધા હિમાળા હલાવે,
તુહી પૌનમાં શીતળં ગીત ગાવે,
વસંતે તુહી માત હેતેં હુલાસી,
લતા ઝાડમાં ફૂલ ફૂલે પ્રકાશી. ૯

[2]લડી દાનવા સાથ ઝુહી ઝુંજાળી,
[3]અખાડે અરી [4]આમળા દીધ ટાળી,
[5]પવાડે ટલા [6]કેતરી વાર લીધા,
રણે [7]દ્દાણીયારે સરે રેશ દીધા ૧૦

કુહી વાર કાળી ધરી હાથ કાતા,
રમ્યા રાખમાં લોઇ બબોળ રાતાં,
ભવાની અસા ભારથા કેદ કીધા,
પછાડી ઘણા દાનવા [8]રેર પીધા ૧૧

તુહી લોહ ખાડા ધરી વીશ હાથે,
મડી એધ વાઘેશ્વરી દૈત માથે,
વડા પાંડગા આવતા નાહ આડા,
ઘડી [9]વેઢકે ત્રોડીયા દાઘ જાડાં ૧૨

પછાડ્યો જળા સોવળા દૈત ઘાતી,
ઘન દીધ ભ્મી ન્માતળ જાતી,
કહે સેવકા પાહિ તોહિ મનાહી,
નમો વિશ્વઆહી અઆહી વરાહી ,૧૩

૧ અપાર ૨ લડી, ૩ રણમેદાનમાં, ૪ અહંકાર, ૫ લડાઇમાં,
૬ કેટલી—(કેતરી ચારણી પ્રયાગ) ૭ દુશ્મન, ૮ લોહી ૯ ક્ષણમાં.

તુહી ટેન ભેલાદરી સુણ ક્રોડી,
તમ કી ભણી મિહણી થભ ત્રોડી,
હણી દીવ તે નામને દત દ્રોહી,
નમો નાગ્નિધી અસુન વિમોહી ૧૪

ફ્તેનન નેત્ત તિહાન કડકે,
જપે સૂર માઝા તુંટી પાવ ઝૂકે,
તુહી ટેક ચડી મહા માત ખડી,
વિખરી દગા દાનવા લોક મડી ૧૫

તુહી શ્યામ Cનામરી હાથ દોરી,
કળા મૈન જાપુ તિહારી અઘોરી,
સુણી આદને અણિમ ધાય વારે,
ગે નેવ ા જાંજ માતા કિનારે ૧૬

તુહી માનણી માનણી મોક માયા,
તુહી તાનણી જે શરે કીધ દાયા,
તુહી જગત નિભાવણી વિશ્વ નાયા,
નમો ગ ર નાજેશ્વરી યોગમાયા ૧૭

ભરી પૂર્ણ બ્રહ્માંડમા પૂર્ણ ભાસે,
અણુ અજમા તુ અનેરી પ્ર ાશે,
તુહી જેગણી ભોગણી છેવ જાયા,
નમો માત દિપેશ્વરી વજા નાયા ૧૮

તુંહી બ્રહ્મવિદ્યા અવિદ્યા પરેખી,
તુંહી તુલ્ય દષી તુંહી ઉગ્ર દ્વેષી;
પરા પશ્યતી મધ્યમા વૈખરાંની,
ન જાની ગતી જાય ગંભીર જ્ઞાની. ૧૯

ખનું એક તું કેક બ્રહ્માંડ થાપે,
[1]ખતું એકમેં કેક લોકાં ઉથાપે;
તુંહી તું તુંહી તું તુંહી તુંજ જાની,
મતી હેં યથા મોર એતી બખાની. ૨૦

નમો માત કાગેશ્વરી ભદ્રકાળી,
કળા સોળ ધારી કૃપાળી કૃપાળી;
દયા દીઠસે દાસ અંગે નિહારો,
ભરોસો મુહીં એક અંબા તિહારો. ૨૧

છપય

સંવત શ્રેષ્ઠ ઉગનીસ, સાલ નેવું સુખદાઇ;
શુકલ બીજ બુધવાર, માસ વૈશાક સુહાઇ.
સ્નેહપૂરી કરિ વાસ, અતી હિયમેં હુલસાયો;
લક્ષ્મીનાથકે ભવન, સુની રહી કે ગુન ગાયો.
તન વ્યાધિ હરન તારન તરન,
જળ થળ રૂપ જિણુરા બણ્યો;
કાગ લગ્યો તૂટે નહિ,
તાર એક અંબા તણો.

❀ ❀

---

1 ક્ષણ

## દીન દયાળુનો વાસ નથી

ભજનયાની ચાલ—એ રાગ

### શ્રીમંતો

મરવાનું બધા મનથી વીસર્યા,
એને ઉર અતિ અહંકાર ભર્યા—
મારા ખોફથી લેશ દિલે ન ડર્યા,
સહુ ગરજનોના રૂધીર પીતા, એ શ્રીમંતોને કોઇનો ત્રાસ નથી—
એવા નાવણુ રાજોના મ્હેલ વિષે મારો દીન દયાળુનો વાસ નથી

### દેવમંદિર

મૃગ છાલ નહિ એને ગાદી ગમે,
એના હૈયામાં વાસ કર્યો હુકમે—
એને રોમેય રોમેય સ્વાર્થ રમે,
ભોળા મેલુડા માનવીને જરીયે, એના સ્થાનકમાં અવકાશ નથી—
એવા પાપે વિલાસીના મંદિરમાં, મારો દીન દયાળુનો વાસ નથી

### વિદ્વાનો

ભાષા જ્ઞાન તણા અભિમાન ભર્યા,
મેલા માનવીના અપમાન કર્યાં—
મીઠા મોદકથી નિત્ય પેટ ભર્યા,
ભૂખ્યા કોણ હશે આજ ભારતમાં, એના હૈયાની હાય કદી ન કથી—
એ પુરાણીના શબ્દોની જાળ મહીં, મારો દીન દયાળુનો વાસ નથી

## તીર્થ

ત્યા તો રાંધેલ ધાન વેચાઇ રહ્યાં,
ત્યા તો શાસ્ત્ર પુરોણોનાં હાટ થયાં—
મારા નામથી ઢોંગ પુજાઇ રહ્યાં,

પર પીડ સુણી જેના દીલ રડ્યાં, એવો કોઇ જીયાં મારો દાસ નથી-
એવા કોગટ તીરથનાં જળમાં, મારો દીનદયાળુનો વાસ નથી.

## ખોટા દલીલ ખોર

જીવને નથી પુણ્ય કે પાપ જરે,
મને હોય દીઠો નજરો નજરે—
એવી બાયુ ચડાવીને વાતો કરે,

ભરમાશોનહિ ભોળા માનવીઓ, એની લૂખી દલીલોમા સાચ નથી;
કાળા પત્થર શા એના કાળજમા, મારો દીન દયાળુનો વાસ નથી

## મારો વાસ

એને શ્રીમતનાઃ અભિમાન નથી,
એના કોઈ હરામમાં ધ્યાન નથી—
એને માન અને અપમાન નથી,

એને કોઇની આશા નહિ ઉરમાં, મન મોજ નથી કરવી ઘડીએ—
મને ગોતણુહાર તીયા મળજો, મારા રંક જનોનીય ઝૂપડીએ—
એવા દીન સુદામાની ઝૂંપડીએ

ઠાકર મંદિર

ધરે થાળ પૂજારી ત્યાં બેઉ સમે,
વા'લો એટલો એટલો કેમ જમે–
એવું દીન દયાળુને કેમ ગમે,

માના ઠાકરની જુઓ પાછળથી, ભૂખ્યા પ્રેત સમા કોઈ હાથ ધરે,
જેના ભૂખથી પેટ પતાળ પૂગ્યા, મને મંદિરમાં નજરે ઈતરે ૪

યજ્ઞ

એવા ભાડુ હજારો જો ગામડીયા,
જન્મ્યા પછી રોગના ભોગ થયા–
એને આંગણે કોઇ ન વૈદ ગયા,

કોઈએ દર્દના દુઃખ પૂછયાય નથી, વિણુ નાશ જેઓ મૃત્યુને વળગે,
મને યજ્ઞમાં તો નજરે ચડતાં, એવા દીન જનોની ચિતા સળગે ૫

સંધ્યા

એને જોઈ ઘણા નિરખી નિરખી,
હીયમાય ઘણા હરખી હરખી–
એના પાપ હવે હું ગયો પરખી,

મુખે ભાભન્ડા કરતી કરતી, કામધેનુને રોજ કસાઇ પીંછે,
ઉંડી હાય ભર્યા લાખો ગાય તણા ગતા ગ્રહાના સંધ્યામાં
નગ દીસે ૬

દુહા

## જનેતાના દૂધમાં ભાગ.

જૂનાગઢના રાજા ડીયાસને મારી, ગુજરાતના મોલડી રાજાની આણદાણ જુનાણાના તખત પર ફરે છે જીતના મદથી મદોન્મત થયેલ મોલડીઓ રાજમહેલ કબજે કરવા જાય છે રજપૂતાણીઓ ચિતા તૈયાર કરી બળી મરવા તૈયાર થાય છે. પરમાર રાણીને પેટે અવતરેલ ગંગાજળીયા 'ગ'ના વંશનો એક જ નાનો દીવો રા'નવઘણ વરસ દિવસનો બાળક છે પરમાર રાણીએ મામા મોસાળ ભાયાત વગેરે રજપૂતોમાં નજર નાખી પાછી હૈયામાં સમાવી દીધી પોતાના બાળકને કાળઝાળ મોલડીની તરવારમાંથી તેઓ બચાવશે, એમ માના આત્માએ સાક્ષી પૂરી નહિં.

એની નજર ઠરી એક ધરધણીને ઝૂંપડે ગીરના અડીખમ પહાડ અને મહાસાગરની વચ્ચે કાયમ લીલી ઓઢણી ઓઢેલ લીલુડી નાઘેર ધરતીના હૈયાપર, દુધ ઘીની છોળ્યોથી હસતા નાનકડા બાગમાં પથરાયેલ ગામડાં માંહેથી આડીદર બોડીદર નામના ગામમાં દેવાત બોદલ આયરને નેસડે અહા! રાજમાણીએ એ આયરનું હૈયું ક્યારે વાંચ્યું હશે?

રૂના પોલમાં બાળકને સુવાડી છેલ્લી વખતની એ બચીઓ લઇ દાસીને સોંપીને આડીદર ગામે મોકલી

પતિ વિહોણી અને બાળ વિજોગણ પરમાર રાણી સતી થાય છે.

દેવાત પોતાની ઘરવાળી આયરાણીને બાળક સોંપે છે. તે વખતે જાહલ નામની તેની દીકરી માને સ્તને ધાવી રહી છે.

રાજાનું બાળક છે માટે નહિ, પણ મા વીખૂટું બાળ ભાળી પોતાની દીકરીને છેટી ફગાવી; આયરાણી રા' નવઘણને ધવરાવે છે. નવઘણની ગોતણ સોલંકી કરે છે. દેવાતને બોલાવી "નવઘણ છે?" એમ પૂછતાં દેવાત હા પાડે છે. પોતાના એકના એક દીકરા વાહણને શણગારી આયરાણી જૂનાગઢ મોકલે છે સોલંકીની કરપીણ તરવારનો તે ભોગ થાય છે. આશરાધર્મ પાળવા દેવાત અને આયરાણી હસતે મોઢે તે સહન કરે છે.

વાતને બાવીશ બાવીશ વરસ વીતી જાય છે. હવે તો દેવાતને એક જ દીકરી જાહલ રહી છે. તેનાં લગ્ન આરંભે છે

દેવાતનો હાથ પકડી આયરાણી કહે છે: "આયર! મારે તો હજુ વાહણનો સોગ છે! માબાપ વિનાનો નવઘણ હજી આપણે આંગણે આંટા મારે છે. મારી દીકરીનો જવતલીયો કોણ?"

જવતલીયો તો જુનાણાનો ધણી રા 'નવઘણ અને રા 'નવઘણ પોતાના બાપની ગાદીએ બેસે પછી જાહલના

લગ્નમાં આવે ત્યારે મારી દીકરીનો વીવા રૂડો દાગે

મોરઠ ધરતીનાં આકરાં ધાવણ ધાવેલા, ઘોઘા અને ઠારકા વચ્ચેના, દમણાર હજાર આયર ભેળા થયા. દેવાત ખોદલને આંગણે.

પોતાના ધણી ગ'નવઘણને હથિયાર બંધાવી ભુટ્ટો દેવાત બાર હજાર આયરોને લઈ જૂનાગઢ પર ચડ્યો. દિવસ રાત ઘોર લડાઈ ચાલી. હજારો આશા ભર્યા જુવાન આયરોના લોહીની નદીયો વહી. નવઘણુની જીતનાં નગારાં વાગ્યાં. બાવડે પકડી ભુટ્ટે આયરે નવઘણને ગાદીએ બેસારી પોતાનો ધર્મ પૂરો કર્યો.

જાહલ ફેરા ફરે છે. નવઘણ જવતલ હોમે છે. હાથ–ઘરણાનો સમય થયો બેનને શું આપું?

"બેન બોલ, ગામ, પરગણું કે'તો જૂનાગઢની ગાદી. અને કે'તો માથું જે માગ લે હું તારા કાપડામાં આપું" દેવાતની દીકરી ગામ ગરાસની ભૂખી ન હતી. "જરૂર પડશે ત્યારે કાપડું માગીશ."

વર્ષો વીતી ગયાં ભાઇનો તો પહેલો જ બત્રીસો ચડાવી દીધો હતો. આભને ઓઢીગણ આપે એવો બાપ લાંબે ગામતરે ગયો છે પોતાના મામાના દીકરા સાથે જાહલનાં લગ્ન થયાં છે. માલધારી માણસ છે. દેવાત ખોદલના વંશની નિશાનીમાં જાહલ એક જ છે. ભયંકર દુકાળ મોરઠ ધરામાં પડ્યો. મા બાળકને ભરખે અને

ગાયું મકોડા ભરખે એવો વખત આવ્યો પોતાનાં ઢોર લઈ સિંધમાં ગયાં. સિંધનો હમીર સૂમરો સોરઠીયાણી જાહલનાં ગૂઢાં રૂપ પર મોહિત થયો. જાહલે ત્રણ માસ પછી તે શરત કબૂલ કરી.

પોતાના ધણી સાંસતીયાને કાગળ લખી આપી જીભના માનેલ ભાઈ નવઘણ પાસે કાપડાની છેલ્લી માગણી કરવા મોકલ્યો. છેવટે એમ પણ લખ્યું કે જે દિવસોની અવધિ કરી છે તે પછી એક જ દિવસ પણ જો મોડા આવીશ તો તો ઝુંપડામાં મારી લાશ પડી હશે માટે કાપડું લાવીશ નહિ, પણ સ્મશાનની સેજની ચૂંદડી લાવજે.

❀ ❀

# "જનેતાના દૂધમાં ભાગ"

રાગ ઉપરનો .

જાડાં આહીરડાંનાંય જૂથ કરી,
ગુર્જરેશ્વર સામવી બાથ ભરી. ..
લીધાં માથડલાં કુરબાન કરી ...

જેને જોરે કરી ગરવા ગઢમાં, તારી જીતની નોબત ઘોર રડી;
કરવી એની વાર ટીયાસ તણા,એવા બાપ વિનાનીને ભીડ પડી ૧

નવ મોરડનાં શિરછત્ર ફરે,
લાખો આજ તને ખમકાર કરે....
વીરા વેરણ રાતને યાદ કરે ...

તારે કાજ મને તરછોડી હતી, તેદી થાને જનેતાને નોતી કરી,
જેનાં આડાંથી દૂધડિયા ઝડપ્યાં,એનીલાજમાં આજ જો લૂંટ પડી.૨

ના'તો કોઈ એણે જગ કોડ કર્યો,
ના'તો બેનને માંડવે હોમ કર્યો....
એવો વીરો અમારો જો આશાભર્યો ..

કેને કાજ વીગ મારા માજણ્યાને, ફરે કાંધ મોજડીની તેગ પડી,
એની બેનડી એકલડી સિંધમાં,મારી લાજમાં આજ જો લૂંટ પડી.૩

કેનાં માત પિતા તરછોડી ગયાં,
કેને આભ જમીના આકાશ થયા...
એને કોણ ગ્રહે ? કેનાં વજ્ર હૈયાં...

જેની તેગ સામાં ગુજરેશ્વરનાં, દળ ઘોર હતાં એનાં ભૂલ ગયાં;
એની જાહલના,સિંધલોમ ભણી,કૂડા રૂપનાં આજ જો મૂલ થયાં.૪

તે દી' ગામ ગરાસ મે નો'તો લીધો,
તારો ભીડ પડ્યાનો મે કોલ લીધો....
મારા માંડવ હેઠળ બોલ દીધો....

હું દેવાત તણી વીરા જાહલને, માથે દુ:ખ તણા દરિયા ફરીયા;
સુણજે નવ સોરઠના નૃપતિ, મારી છૂબના માનેલ મામેરીયા ૫

મારા બાપ તણા ગણુ પાડ ગયા,
મારા માજણ્યાના ભલે શીશ ગયા....
મારા એ બદલા તો પતાળ ગયા...

તારા દેશડિયાની તો લાજ જશે, વીરા એટલી વાતને કાન ધર્યે;
હું તું સોરઠ ભોમ તણા જનમ્યા,મારી સોરઠીયાણીની વાર કર્યે.૬

મારી આડી મલેચ્છોની ફોજ ફરી,
મને સિંધમાં સૂમરે કેદ કરી...
ત્રણ માસની મે અવધિ જો કરી....

હું નબાપી અરેરે નભાઈ વીરા, મને જાણી નોધારીને એકલડી,
એથી સિંધતણા નૃપતિને ગમી,મારી સોરઠીયાણીની નેજલડી ૭

વિધિ લેખે નો'તુ જરી તાર ભર્યું,
એમા કોમળ રેશમ એ ન ધર્યું..
વીરા કાપડું મારૂં રુધીર ભર્યું...

અવધિ જો વીત્યા પછી આવીશ તો,ખોટી કાપડ કોરની વાતલડી;
મારી લાશ પરે તું ઓઢાડી દેજે,એ સ્મશાનની સેજની ચૂંદડલી ૮

卐 卐

## " કયોં છોડ દિયા ? "

રાગ–ભૈરવી ગઝલ.

માતૃભૂમિ ભય હરન અંબિકા, શૂલ ભવાનિ કયોં છોડ દિયા?
અભયદાનપ્રદ વામ હસ્તમેં, કયોં જનની કિરપાણુ લિયા ? ટેક

સોહતી સ્વર્ગકી સમર ભૂમિમેં, પરદા કયો કર પહન લિયા ?
ભય હરતી ભયભીત બની કયોં, અભય મંત્ર કયોં છોડ દિયા ? ૧

નિયમ ભંગ વ્રત નસ નસ ભાસત, ભીષ્મ નિયમ કયોં છોડ દિયા?
ક્ષુદ્ર હૃદય કયોં હો ગઇ અબલા ? સાગર વ્રત કયો છોડ દિયા ? ૨

ત્રિભુવન પોષતી સંપત્તિ પયમેં, દુગ્ધ માત કયોં સૂખ ગયા ?
કલબલ બાનીમેં કલ ન પરત હૈ, ગિરવાણી કયો છોડ દિયા ? ૩

આલસમેં રસબસ દિન રજની, ભગીરથ વ્રત કયોં છોડ દિયા ?
અનંત પંથમેં હુઇ ઉદાસી, તત્ત્વમસિ કયોં છોડ દિયા ? ૪

મહિષાસુર મર્દની મહમાયા, કાયરતા કયો ધાર લિયા ?
પેટ ભરી કયોં હો ગઇ ભારતી ? રતિદેવ વ્રત છોડ દિયા ? ૫

❀ ❀

# “ ધૂર પરી. ”

રાગ–ભૈરવી ગઝલ.

હર્ષ ભયો જિસકો નિજ બલકો, બધુ જનમે વૈર કરી;
ત્રાસ દિયો નાહક નિર્બલ કો, વો ભુજબલમેં ધૂર પરી ૧

સાર અસાર શ્રવન સુનીંસુનીંકે, સમજ્યો સાર વિચારકરી;
દંભ કિયો નિજ દોપ તજ્યોના, વો સમજનમે ધૂર પરી. ૨

દેખા પ્રસન્ન હૃદય દુખિયનકો, નારી પરકી નયન ભરી;
સંત પુરૂપમેં ઔગુન દેખા, વો અંખિયનમે ધૂર પરી ૩

જ્વાલ લગી ગૃહમેં, નિજ બાલકરોવત આરતનાદ કરી;
બેઠ રહ્યો ધીરજ ઉર ધરિ કે, વો ધીરજમે ધૂર પરી ૪

ઊંચ નીચ કી મિટી ન વિષમતા, મનકી મમતા નાહિ મરી;
સ્વાર્થ જ્વાલ અંતરને જગતી, વો ભગતિમેં ધૂર પરી ૫

-

ધૂ૦ ધૂં૦

## " ભયો ન ભયો. "

રાગ–ભૈરવી ગઝલ.

દર્દ મિટયો ન જહાં દુઃખિયનકો, કબહું ન ન્યાય મંદિર ગયો,
પ્રજા પ્રેમકો પાત્ર ભયો ના, વો નરપાલ ભયો ન ભયો ૧

કામ ટર્યોના ક્રોધ ટર્યોના, જ્ઞાન ભયો ના લોભ ગયો;
ભેદ રહ્યો જિસકે ઘટ ભીતર, વો નર સાધુ ભયો ન ભયો ૨

દીન દયાલુકો દોસ્ત ભયો ના, મોહન ગુનમેં ન મસ્ત ભયો;
પેટ ભર્યો ખુશામત કરકર, વો કવિરાજ ભયો ન ભયો ૩

ધનવાનોં સે મિલ્યો ધાયકે, દીનનકો નહિ દાદ દિયો;
દેત ધિક્કાર પ્રજાજન જિસકો, વો અધિકારી ભયો ન ભયો ૪

રંકનપેં દિલ રહમ ભઇ ના, વો ધનવાન ભયો ન ભયો;
દેશકી દાઝ જગી ના દિલમેં, વો ઇનસાન ભયો ન ભયો. ૫

 

# "બાવળનો સ્વભાવ"

### રાગ–ભૈરવી ગઝલ.

મેરે આંગનમેં વૃક્ષ બબુલ[1] હૈ, મૈં ઉપચાર અનેક કિયો;
કૌન સ્વભાવ ભર્યો ઉસ બીજમેં, કંટકકો વિધિ નાહિ ગયો ૧

કોમલ કંટક સહિત અવનિમેં, ઈક દિન ઉસકો ઉદય ભયો;
કંટક રહિત કરન ઉસ તરૂપર, મો મનમેં અતિ ભાવ ભયો. ૨

કોમલ શૂલ કરનમે કાટિકે, દિન દિન દુગ્ધકો પાન દિયો,
શૈશવતાકો છોડી ચપટમેં, જોબનવંત વિશાલ ભયો. ૩

પેડ[2] ભયો અતિ પુષ્ટ તાહી વિધિ, કંટક ઘોર કરાલ ભયો;
કાટી શૂલ ત્યોં ઓર બઢીં બહુ, પયકો રૂપ સબ પલટાઈ ગયો. ૪

યી ઈચ્છા સુકુમાર કરનકી, જાતિસ્વભાવ સો નાહિ ગયો;
જિન કર ઉસકા [3]ચ્છન કિયાથા, ઉનકર કંટક પૈઠ ગયો. ૫

❖ ❖

---

૧ બાવળ ૨ ઝાડ. ૩ રક્ષણ

## "જય ભાનુ હરિ"

ચોર ગઈ સાગરકી સંપત્તિ, બાદરીયાં મન મોદ ભરી;
દહુ કર જોરી દિવાકરસે, વો સાગરને ફરિયાદ કરી.—ટેક
ભવ વંદિત ગગનકે ભૂપતિ, તિમિરહરત ત્રય-ભુવન ફરી;
રાવરે રાજ ભયો અંધિયારો, તસકરકો નહિ ત્રાસ જરી. ૧
ઉષ્ણ ભયો મુનિકે અંબરેશ્વર, મારુતકો દી રજાય ધરી;
જેઠ [1]ચઢ્યો બલ પ્રબલ પ્રભંજન, બાદલકો લ્યાયો પકરી. ૨
કિંકરી પક્ષ કરન સજી સેના, ધાયો ઈંદ્ર ધનુષ્ય ધરી;
દહુ દલકી સમશેર ચલી જો, કારી ઘટામેં આગ ઝરી. ૩
ધરની ધડક પર કડક ગગનકે, શક્ર મિહિર કી હાક પરી;
દેખી [2]દધિ ઉછર્યો હદ છાંડી, ઘોર ભયંકર નાદ કરી. ૪
દાવાનલ સમ દિનકર કોપે, પ્રલયકાલ સમ કિરન પરી;
સાગરકો[3] જલ લે ચલી નદિયાં; જગ હરખ્યો જય ભાનુ હરિ. ૫

૧. જેઠ માસમાં બહુ જ પવન વાય છે અને વાદળીઓને પકડી લાવે છે એ સૂચન છે.
૨. પોતાના માટે સૂર્ય અને ઇંદ્ર લોક છે એ જોઈ સમુદ્ર આકાશ તરફ ઉછળે છે. (ચોમાસામાં દરિયો બહુ જ ઉછળે)
૩. દરિયાનું પાણી વાદળિયો પાસેથી પડાવી અને નદીઓ વાટે પાછું સોંપ્યું.

## "યાદ ભરી"

### ભૈરવી ગઝલ.

દેખોં મૈ દિનકરકી કિરનેં, ઉનમેં તેરી યાદ ભરી;
યાદ કરેં ન કરેં મન મોહન, ઘટઘટ તેરી યાદ ભરી.–ટેક

પેડોં કે પત્તોં પત્તોં મેં, હાકિમ તેરી [1]હદિશ ભરી;
[2]શેરોંકે ઝુસ્કોમાં સાહસ, ઉનમેં તેરી યાદ ભરી. ૧

રત્નાકરકી લહરલહરમેં, સાંપનકે ઝહરોમે ભરી;
[3]મશકનકી ગુનગુનમેં માલિક! મૈંને સુની તેરી યાદ ભરી. ૨

ગ્રીષમકી અતિ ઉષ્ણ જ્વાલમેં, મેઘમાલમેં યાદ ભરી;
કારી ઘટામેં દામિનિ દમકે, ઉસમેં ભી તેરી યાદ ભરી. ૩

નદિયોં કે જલમે, ઝરનો મેં, ગિરિ, ગુહામે યાદ ભરી;
[4]કુરંગશિશુ પયપાન કરતહૈ, ઉસમેં તેરી યાદ ભરી. ૪

ધાન્ય પૂર્ણ ક્ષેત્રોમે, ઘરમેં, કારે "કાગમે" યાદ ભરી;
પૃથ્વી, કે ભીતર પાનીમે, પ્રભુજી તેરી યાદ ભરી. ૫

---

૧ કયા ૨ સાવજ ૩ મચ્છર ૪ હરણ

## "જીત ગયે કિ હાર ગયે."

રાગ–ભૈરવી ગઝલ.

કોઉ જીત ગયે કોઉ હાર ગયે, જો જીત ગયે સોઈ હાર ગયે;
કછુ ન પરે કલે યહ કયા કારન હૈ, જય અજય કે સંભાર ભયે.–ટેક

સંપત્તિ ભવન સહિત તન અબલા, [1]દ્યૂતમેં પાંડવ હાર ગયે;
ભારત મેં કૌરવ સબ આખિર, જીત ગયે કિ હાર ગયે. ? ૧

ખાંડવ દહન ગહન બલ પારથ, ભીષ્મ દ્રોનકો જીત લિયે,
અંત સમય કાબોં સે અરજુન, જીત ગયે કિ હાર ગયે ? ૨

બિરી ભુજ બલ ચૌહાન શાહસે, ઉસસે મીન બુલાય દિયે;
શાહબુદ્દીન ને અંતમેં પેથલ, જીત ગયે કે હાર ગયે ? ૩

મોગલકી સમશેર મે ક્ષત્રિય, સારે હિંદકે કાંપ ગયે;
અંગ્રેજો સે મોગલ ઇક દિન, જીત ગયે કિ હાર ગયે ? ૪

શાહ કે શાહ નૃપન કે નૃપતિ, ભારત ભૂપ નમાય દિયે;
શાહંશાહ વો સત્યાગ્રહને, જીત ગયે કિ હાર ગયે ? ૫

ફ્રી ફ્રી

---

૧ જુગારમાં.

## " હાય ભરી "

એના હાથમાં પાવમાં હાય ભરી,
ઉંડા પેટને કાળજમાંય ભરી....
એનાં આંતરડાંમાં અથાહ ભરી....

એના કાન મહીં કચરીને ભરી, એના ખ્યાલમાં વા'લમાં હાય ભરી;
એને ધીરે ધીરે ડગલે ડગલે, એમાં રંક ગરીબોની હાય ભરી. ૧

એની મોટરના પઇડામાં ભરી,
એની ગાડી ને ઘોડામાં હાય ભરી....
એના કોમળ જોડામાં હાય ભરી....

ઘૃત ગોરસ ને મીઠાં દૂધડિયાં, એને ઘૂંટડે ઘૂંટડે હાય ભરી;
એના મીઠૂડા લાડુને કોળિયે કોળિયે, રંક ગરીબોની હાય ભરી.૨

એના પાઠમાં ઠાઠમાં પૂણ ભરી;
એના સોનાના દેવમાં હાય ભરી....
એના ધૂંપ ધુંવાડામાં હાય ભરી....

એના જ્ઞાનમાં ધ્યાનમાં એજ ભરી, એના શુષ્ક સિદ્ધાંતોમાં હાય ભરી;
કૂડી માળા તણે મણકે મણકે, એમાં રંક ગરીબોની હાય ભરી. ૩

## " રુદિઓ એક જ રુવે. "

દોહો

સૃષ્ટિ હસી ઈશ્વર સર્જે, અખિલ અનાદિ અનંત,
હિય નવગ્ગ માયા હસે, કાલ હસે કરી અંત

છંદ લીલાવતી

હસતી આ અખિલ સૃષ્ટિમા હરદમ,
રુદિઓ એક જ રુદન કરે હાય ...રુદિઓ એક જ રુદન કરે
હસતુ વન ગગન મગન હુઇ મનમન,
ઉડગન કર કર ભ્રમન હસે,
હિય પ્રગટ અનળ હડહડ હસતો,
નભમંડળ ધવળ હસિ ચંદ્ર લસે .
હસતો જલનિધિ કુમુદિની હસતી,
ચાંદની હસી ચટ ધવલ ધરે, હસતી–૧
હસતાં ખળખળ સરિતાજળ નિર્મળ,
વનવન સુમન કળી હસતી;
હસતી વસંત સહુ વૃક્ષ ઘટા,
હસીં પુષ્પ સુગંધ પવને ધસતી .
ભયે પ્રગટ ભાનુ હસતો મુખ ભળહળ,
રજની હસી પટ પીત ધરે, હસતી–૨

ધરીં શ્યામ વસ્ત્ર વરપાગાહી જળદળ,
અટ્ટહાસ્ય કરીં અંબર ગજે,
ભરીં નવરંગ મઘવાધનુ હસતું,
ધરણિ નિલંબર હસતીં સજે....
તડિતા હસતી વિધુવદન સ્વતંતર,
કરતીં નૃત્ય ઘન શિખરે પરે, હસતી–૩

સુનિ ઝીંન સ્વર મૃગ હસત લસત બન,
પુંગીં ભનક સુની પનગ હસે,
મદઝર ઉર હસત ધસત સુમસતમન,
હસત પતંગ અંગ દીપ દહે....
યહ રીત ભરતખંડ પુત્ર હસે,
હસતી જલરાણીં સ્વતંત્ર સ્વરે, હસતી–૪

સળગ્યો ભવ [1]લઘુવય વેશ અમંગળ,
હકવિણુ તાત ભવન હતડે,
ભય ગ્રસિત રોગ કૃષિકર અધભૂખ્યા,
વસત રાતદિન વનવગડે...
બલવંત કરિ પાન હરખિ મન મદભર,
રમત કરત ઉનકે રુધિરે, હસતી–૫

---

૧ બાળવિધવા

સુધન્વા સમો તુ કડામા તળાણો,
જગ સુખ ખાતુ ન થ્યો ઝખવાણો,
[1]પીસે લાઠ બે ઉષ્ણુ શ્વાસા ન લેતા ...
નમો હિંદના પાટવી સત નેતા ૪

તુંહી મ્હેલ [2]દુશાશને ના અજાણો,
તુંહી ગત વિદુર પાસે રોકાણો,
મહ્યાં કૌરવી વેણુ શાતિ સમેતા ..
નમો હિંદના પાટવી સત નેતા ૫

ભૂખ્યા બાળ કે' મા મને ભાત દેને,
તપે જવાળ માતા કહે વેણુ તેને,
વઢ આપણે કાજ બુઢ્ઢો વિજેતા .
નમો હિંદના પાટવી સત નેતા ૬

મહા શક્તિનો ધોધ તુ, બધ જાડા,
તને રોકવા [3]દ્રોખિયે બાધ્ય આડા,
ચીરી ત્યાંય પાષાણ [4]સરવાણુ વ્હેતા .
નમો હિંદના પાટવી સત નેતા ૭

---

૧ ચીચુડાને બે લાઠ હોય છે અને સામ સામી ફરી શેરડીને પીલી નાખે છે એમ તને પણ એક તરફ લોકો અને બીજી તરફ સત્તા બન્ને પીલે છે

૨ કૃષ્ણ જેમ દુશાસનના મહેલમા ન ઊતરતા વિદુર પાસે રોકાણા હતા તેમ મહાત્માજી પણ વિલાયત ગયા ત્યારે એક ગરીબ લત્તામા ઉતર્યા હતા.

૩ દુશ્મનને

૪ ઝરણા

તુહી હૃબળો બાપ પાતાળ ડામ્યો,
રહ્યો દુઃખિયાંને તુહારો ભરોસો;
વિસામો દલિતો તણો તત્ત્વ વેત્તા....
નમો હિંદના પાટવી સંત નેતા. ૮

તુંહી નાળ જંજાળનાં બાણુ સાંધે,
તુહી રંકના રોટલા કાજ બાધે;
તને નીંદ નાવે રુવે છે જનેતા....
નમો હિંદના પાટવી સત નેતા. ૯

તુંહી મૌલવી દીનની [1]બાંગ દીધી,
લગી અર્શ અલ્લા નવે ખંડ વીંધી;
ડગ્યાં દૈત્ય સિંહાસનો ત્રાસ દેતાં....
નમો હિંદના પાટવી સંત નેતા ૧૦

❀ ❀

1. તેં સ્વતંત્રતાની એવી બાંગ પાડી કે તે ઈશ્વરના સિંહાસન પાસે પણ પહોંચી ગઈ

કરપિણ હે હિંદ નાશ કિનારે,
ખડગ ધરો કાં દલિત પરે;
આતમવત્ સરવ ભૂત પ્રતિ અર્જુન,
કૃષ્ણ જુવો પોકાર :કરે...
સુણી રામકથા સુણવા ડરતાં મન,
એમ્ રામ મરતાં ઉચરે; હસતી-૬

છપ્પય

રંકભ્રાત કરિ પ્રેમ, ધર્મ સુણવા મન ધારે,
કહિકહિ શબ્દ કઠોર, હિંદ તેને હડકારે,
બ્રહ્મ વૈશ્ય ક્ષત્રિય, ભળેલા એક જ ભાણે,
હદ પુરૂષોત્તમ રામ, જમ્યા ઘર શુદ્ર વખાણે;

ગંભીર જલધિ સમ જે હતો,
હિંદુ ધર્મ હાથે હણ્યો;
સત રક્ત ટપક આંસૂ રુવે
તે રુદિયો મોહન તણો. ૧

❋ ❋

## " માગ મોહનની માફી. "

તતકાળ હવે એનાં પાપ તણું, તું યે માગ ક્ષમા મનમોહનની;
જય માગ ક્ષમા મનમોહનની.

### " ધર્મગુરૂઓ "

ઉતર્યો દધિ પાર પુરાણુ તણો,
તેમ વેશ કર્યો ભગવો તનનો;
ઉતર્યો નહિ માતની હાકલમાં,
તું તો ભાર કર્યો ભૂમિ ભારતનો....
ઉપદેશ કર્યો, બહુ દેશ ફર્યો,
થિર નાંહી કર્યો, તૃષણા ધનની, તતકાળ ૧

### " ચારણ આદિ કવિઓ "

અટકયો નહિ ચારણ અંત લગી,
ભટકયો તુહી ભીખતણા રણમાં;
નથી સ્વાદ પરાધીન થાળ મહીં,
જેવો સ્વાદ છે મેન'તના કણમાં....
જનની તણી પીડ રચ્યો ન કવિ,
રટિયો [1] કીત રાક્ષસ રાજનની; તતકાળ. ૨

---
1 કીર્ત.

" રાજાઓ "

સુણિયાં ગીત સાગર પાર જઈ,
સુણિયાં નહિ દીન. તણાં દુ:ખડાં;
નૃપ, નાચ અનેક દીઠા—ન દીઠા,
અન્નના કદી ઝુંપડીના ઝઘડા....
ખૂણ પાર શિકાર પૂછ્યા—ન પૂછી,
કથની દુઃખીયારાં પ્રજાજનની; તતકાળ. ૩

" શિક્ષકો "

ઇતિહાસ કહ્યા બહુ ફ્રાંસતણા,
ન કહ્યા ઇતિહાસ ભગીરથના,
પરદેશીની ટેક ઘણી શીખવી,
ન કહ્યા કોઇ નિશ્ચય ભીષ્મના....
નદી રાવલમાં રહી રાત સુણાવી ન—
સાવજ હૂંક મહા વનની; તતકાળ. ૪

( ગીરની રાવલ નામની નદી છે જ્યાં સાવજો હૂંકતા હોય, ત્યાં સ્કાઉટવાળા છોકરાને લઇ જવા જોઇએ. હૈયાં કઠણ કરવા એવા ઘોર પ્રદેશમાં ફેરવવા જોઇએ. )

" વેપારિયો "

અતિ લાંઘણિયા ભૂરા સાવજના,
વમે નો'ર કરાલ કઠોર થયા;

શોષી લોઇ ને પારકાં પેટ ભર્યાં,
એનાં કોમળ કાળજડાં ચુંથીયાં....
પે'લાં દુધ પીધાં પછી લોઇ પીધાં,
તોય છાપ ધરી કેમ મા'જનની; તતકાળ. ૫

"નોકરો"

એક પાપીયા પેટને કારણિયે,
તમે લોઈના હાથ પગાર લીધા;
હસતે મુખડે ખુલે હાથ ખડા,
કૈક ગોળીયે માતના પુત્ર વીંધ્યા....
વય બાળ મૃત્યુ ભણી મોકલીયા,
એને [૨]આખડીયે જળને અન્નની; તતકાળ ૬

જયચંદ થયો જે કનોજ ગઢે,
અણે માતના દ્રોહમાં ભાગ લીધો,
સુણે નામ ત્યા લોઈ તપે સહુનાં,
જેણે દંડ પૃથ્વીરાજ શિર દીધો...
જયચંદ હજારોને જન્મ દીધા પછી,
નાગણિ કાં ન બની જનની; તતકાળ. ૭

દુહો

૨ અન્ન અને જળ વિના

# "ધર્મને ધીંગાણે"

ભજન.

જીવડો ઉદાસી થયો રે ગણાડ, આજ મારો
આતમો ઉદાસી થયો—એ રાગ.

સંતોનો સરદાર રે...લડે છે રણમાં સંતોનો સરદાર.
ચરખાનો ચલાવણુ હાર રે....
લડે છે રણમાં—ટેક.

નેણુમાં અમીરસ, વેણુમાં વશીકણુ...(૨)
એને માથડે મેરુ સરખા ભારરે... લડે છે. ૧
રુદીયો રુવે ને બાપુ, હસતો લડે છે....(૨)
એ તો હઈડાં [૧]દીખીનાં હરનાર રે....લડે છે. ૨
સતના ધીંગાણુાનો, સૌને શીખવીયો... (૨)
કાંઈ પ્રેમ તણો પડકાર રે...લડે છે. ૩
અહિંસાનો [૨]ભેરુ, અહિંસાનો ઉપાસક....(૨)
એને અહિંસા તણાં હથીયાર રે....લડે છે ૪
રેંટીડાનો રણુકાર, રણુભેરી વાગે... (૨)
એને તાંતણા તણી તલવાર રે....લડે છે. ૫

---

૧ દુશ્મનના. ૨ મિત્ર.

ગંદકના ગંધીરથી, પેટડાં ભરે છે એને....(૨)
ભાસે છે બાપુ ભેંકાર રે....લડે છે. ૬

ધીંગાણાને ટાણે, જનેતાના જાયા... (૨)
કોઈ વિભીષણ થાશોમાં કુળ માર રે....લડે છે. ૭

ધરણી ગળે રથ, [૩]સારથી સ્વતતર....(૨)
માંય શલ્ય તણા ફિટકાર રે....લડે છે. ૮

વસમો લડે ને બાપુ, દોરડું વણે છે....(૨)
એ તો કરશે જનેતાને કિનાર રે... લડે છે. ૯



---

૩ અહિં મહાભારતમા કર્ણના યુદ્ધ વખતે તેની પ્રતિકૂળતા જેવા પ્રકારની હતી તેવીજ પ્રતિકૂળતા પૂજ્ય બાપુજીની અત્યારે છે, તેમ સૂચન છે.

## "મા નો સ્વ ભા વ"

કર મન ભજનનો વેપાર, ધણી! તારા નામનો આધાર,
કર મન ભજનનો વેપારજી.—એ રાગ.

એવો કાં સ્વભાવ, માડી! તને પાછળથી પસતાવ–
માડી! તારો એવો કાં સ્વભાવજી—ટેક

રાઘવ જેવા રાજવીને તેં, અવળા કરિયા ઘાવજી (૨),
સતી સીતાને રામના કાંઇ (૨)....
ભરતાં ન થયા મેળાવ માડી–૧

[1]કાળયવનને નોંતરીયો તેં,
હૈયાના માંડ્યા દાવજી (૨),
શામળીયાને ચોર ગણીયો (૨)....
અને ગીતાજી હવે ગાવ. માડી-૨

મર્યા પછી એના મંદિર માંડીને;
પૂજ્યા એના પાવજી (૨),
જીવતાં એને જાણ્યા નહીં (૨)....
તારો કેવોક બાળુડો ભાવ માડી–૩

ભક્ત ઉપાસક મોહન સામો તારો,
એવોજ છે વરતાવજી (૨),
તેને જ પાપે તે જનેતા તારૂં (૨)....
તોફાને ચડિયું નાવ માડી–૪

---

૧ કંસનું વેર લેવા બે કરોડની સેના સહીત અરબસ્તાનમાંથી જરાસંધે કાળયવનને કૃષ્ણ સામે લડવા મોકલ્યા હતા.

## "મોહન દૂબળો કેમ ?"

મોગરાની માળા રે લટકતી લાવજો રે જી—એ રાગ

મોહન મારોરે તેને દુઃખે દૂબળો રે....જી,
હૈડામાં પ્રગટી હુતાશન હોય;
અનાથુંનો બેલી એને અંગ અંગે વેદનારે....જી,
ઘટડામાં લાગ્યા દલિતુંના ઘાય. મોહન૦ ૧
અગનિમાં અંગડાં બાપે હસી હસી હોમીઆંરે....જી,
તેત્રીશ ક્રોડનો તારણહાર;
ધર લઈને હાલ્યો ધોરી ધરમને ધોંસરે....જી,
ભેંકર કેડા ને [1]નીંહર ભાર. મોહન૦ ૨
સાદો ને સીધો બાપુ [2]ગરવો ને ગામડીરે...જી,
[3]દેહ્યું એની ડગમગ ડગમગ થાય;
આતમનાં જોર એનાં આસમાને આફળ્યાંરે....જી,
લાગી એને હરિજન બાંધુડાંની લાય. મોહન૦ ૩
વિગતું એ સમજો કોઈ હિંદતણા વેદીઆરે....જી,
કયો તમે દીઠો એવડો દોષ;
વાડા કરીને એને છેવાડાં વસાવીઆંરે....જી,
રૂદીયાનો હજીએ ગયો નહિ રોષ. મોહન૦ ૪

---

૧ નક્કર,વજનદાર. ૨ ગંભીર. ૩ શરીર.

અડતા નથી પણ એના ઓછાયાથી આભડોરે....જી,
જુવો તોય નેણુંમાં ઝાઝાં ઝેર;
તોય માબાપ કહી કહી તમને માથડાં નમાવતાંરે....જી,
મનડામાં ના'વી માનુષી મે'ર. મોહન૦ ૫

હઈડે હસીને એતો વિષ્ટાઉં વાળતોરે....જી,
મૂવા પછી ઢરડે છે આપણાં ઢોર;
ચામડાં સુધારે ત્યારે પગે પગે શોભતાંરે....જી,
નથી તેના તનડામાં મોટપનો તોર. મોહન૦ ૬

વગર મજુરીએ એને વેઠયુંનાં વેમંડ પડ્યાંરે....જી,
અંતરમાં લખતાં અગન ઉભરાય;
પેટમાં પીડ એને માથે મેલ્યા મોટલારે....જી,
પછી એને કેડે વીયાજમ થાય. મોહન૦ ૭

રામનાં મંદિર તો એણે ઘરે ઘરે રોપીયાંરે....જી,
ફળીયામાં તુળશીનાં વનડાં ફોરાય;
લગન લખે ને રૂડાં ચંદન લલાટમાંરે....જી,
ભારુ એ તો આપણલાં ભણાય. મોહન૦ ૮

ઝણુકાર ઝણકે મીઠા તંબુરાના તારનારે....જી,
નરશીનું મનડું સુણી લલચાય;
વૈષ્ણવ સાચારે હરિજન હીરલારે....જી,
બીજાને સંકેરે ઘણેરાં દૂભાય. મોહન૦ ૯

પગ [1]રોઇદાસ તણા ગંગાએ પખાળીઆરે...જી,
બ્રહ્મનો કરાવ્યો મીરાંને યે ભાસ;
રસોઈ બનાવી તેદી [2]પાંડવોની રાણીએરે....જી,
એનો તમે કેમ ભૂલ્યા ઇતિહાસ. મોહન૦ ૧૦

ઊંચ ને નીચ ઇતો મનડાની માન્યતારે....જી,
વીરા જુઓ [3]ચંડાળણી તણી વાત;
ભેદ ભૂલીને ભાઇઓ માફી એની માંગીએ રે... જી,
તેદી કાંઈ રીઝશે આપણો તાત. મોહન૦ ૧૧

મ્લેચ્છ કસાઈ એને બાથમાં ઘાલી મળોરે....જી,
તીયાં નથી ગોવધનો જરા ત્રાસ;
ઘરના વગોણાં હું તો ઝાઝાં લખતો નથીરે... જી,
અંતરમાં એકતાનો આવો ઉજાશ મોહન૦ ૧૨

---

૧ ચમાર રોહીદાસ થઈ ગયા. તેણે મોકલેલ ચૂંદડી અને મોડીઓ ગંગાજીએ હાથોહાથ લીધો હતો. તેઓ પ્રસિદ્ધ મીરાબાઇના ગુરુ હતા. (ભક્તમાળમાથી)

૨ પાંડવોના યજ્ઞ વખતે ઋષિ મુનિ આદિ તમામ માણસો જમી રહ્યા પણ યજ્ઞની પૂર્ણાહુતિના ચિન્હ રૂપે રાખેલો પાચજન્ય શંખ બોલ્યો નહિ પછી કૃષ્ણના કહેવાથી એક ચંડાળ ભક્તને હસ્તિનાપુરમાથી ભીમ લઈ આવ્યો સતી દ્રોપદીએ સ્વહસ્તે રસોઇ બનાવી તેને જમાડયો કે તુરતજ તે પાચજન્ય શંખ બોલ્યો. (મહાભારત)

૩ રજસ્વલા ચંડાળણી માથે મારાના પોટલા સહીત રસ્તે ચાલતી ચાલતી પાણી છાંટી અપવિત્ર રસ્તો પવિત્ર થાય એમ મંત્ર ભણતી હતી. તે જોઇ કોઇ ઋષિએ પૂછ્યું કે બધી અપવિત્ર સામગ્રીવાળી તું શું પવિત્ર કરે છે ? ત્યારે ચંડાળણીએ કહ્યુ કે કન્યાવિક્રય કરનાર માણસ કોઇ આ રસ્તે ચાલ્યો હોય તો તેથી અપવિત્ર થયેલ રસ્તાને પવિત્ર કરૂં છું. (પુરાણ)

વાદળા વીંખાણા વીર દમનણા ગ્રામમારે...જી,
અજવાળા પડીયા સૂરજના આજ,
નેત્ર ફરકયા હવે નકટી નાથનારે જી,
પુણ્ય તણી જુઓને બંધાણી આવે પાજ મોહન૦ ૧૩

મા જણ્યા માટે વીર મંદિર ખુલ્લા મૂકીએ રે જી,
બંદીખાનેથી વીનવે દુબળો બાપ,
દેવળનો દેવ નહિ તો સમાજને દંડશે રે...જી,
તેને હવે લાગે છે બંધુડાનો તાપ મોહન૦ ૧૪

તનતણા ¹વારસાને અમરાના વારસારે જી,
સુણી નથી પ્રભુતણા વારસાની વાત,
રામ તણા વારસા તો હરણાક્ષે રાખીયારે જી,
એમાથી કેવો થયો ઉત્પાત મોહન૦ ૧૫

ચૌદ રતન લીધા સાગરમાથી શામળેરે જી,
પદગ્મુ હળાહળ જે પ્રકાશ,
રામનુ ધનુષ અને ચક્કર શામળીયા તણુ રે જી,
એવા છે 'બાપુ' તણા ઉપવાસ મોહન૦ ૧૬

---

૧ વારસો—હકક—સત્તા (હરિજનોના શરીર ઉપર તેમજ તેમના માનેલા ઈશ્વર ઉપર પણ સત્તા ભોગવવા સુધી આપણે પહોંચી ગયા છીએ)

## "ભયંકર વ્રત ભંગાવો"

માનો સત-કુંવર આજે કેમ રીસાણો છે? કેવાં ઘોર રીસામણા લીધાં છે? ઉપવાસ આદર્યા છે. એને નેણે જનેતાનો નભાવ છે  અન્નના ભૂખ્યા હજુ એની વાટ જોઇ રહ્યા છે  એનો દુબળો દેહ કેમ કરી ઉપવાસ સહન કરશે? કોઇ એના ભયંકર વ્રત ભંગાવી, એવા ખબર લઇને મા પાસે આવે, એમ વાટ જોઇ રહેલ માતા આર્તનાદે પોકાર કરે છે કે —

ભજન

એક વાર ગોકુળમાં રે આવો—એ પરજનો રાગ.

એવા ખબર લઇને રે આવો....
એજી....એના કોઇ ભેકર વ્રતડા ભંગાવો .. રે ટેક૦
કોણ કારણિયે મારો રામ રીસાણો રે (૨),
એજી....માગ એ માન ઘેલાને મનાવો .રે . એવા ૧
[1]મરમાળે મોઢે એને નેણુ નભાવે છે રે (૨),
એજી .. મારા સંત કુંવરને સમજાવો રે ..એવા ૨

---

૧ મીઠાશવાળું.

અનડાંનાં ભૂખ્યાં એની વાટ જુવે છે રે (૨),
એજી....મારા ખંતીલાને કોઇ ખવરાવો....રે....એવા ૩

આભ પાતાળ લગી એનાં આદર્યાં અધૂરાં છે (૨),
એજી....એનાં રે [૨]અટ્ટીનાં બાર ઉઘડાવો....રે... એવા ૪

અંગડે અંગડે મુને આપ્યું પરજળીયું રે (૨),
એજી....એના ઉપવાસ કોઇ [૩]અગમાવો....રે....એવા ૫

❀

---

૨ રેશીલાના ૨ બંધ કરાવો

## "છોડ દે",

ઘટાઇ દે ઘટમેં ભરી, બડી હુઇ કુવાસના;
છોડ દે સંસારમેં, અસત્યકી ઉપાસના.

સાખી

સુકૃતકી જડ સત્ય હે, કરતી હુર ઉન્નત્ય;
બિના સત્ય બલવંતકા, આખિર હોત વિનાશ.
મન મસ્ત હોત સત્યમેં, સતાતી કોઉ આશ ના. છોડદે–૧

સાખી

સત્ય દીપકકો હૃદયમે, જિનકે પર્યો પ્રકાશ;
પાપ તિમિરકા ના રહે, ઉસકે ઘટ અવકાશ
અસત્યસે મત દિલ લગા, તૂ છોડ દે કુવાસના. છોડદે–૨

સાખી

સત્ય જંગલકા માર્ગ વો, બિકટ કરાલ કઠોર;
સ્વારથ [1]કરિદલ [2]કેહરી, ગર્જત અતિ મદ ઘોર
મજબૂત દિલમે ચલ તુહી, હોવે કભી ઉપહાસ ના. છોડદે–૩

સાખી

સબકી કયોં ચિંતા કરે, તૂ તેરી સંભાલ;
'કાગ' ચડા દિલ કાટ જો, ઉસકો પ્રથમ ઉજાલ.
ઉસકે બિના તુજ આત્મકા, પરે કછુ પ્રકાશ ના છોડદે–૪

卐 卐

---

૧ હાથી. ૨ સિંહ.

## "વેરણ લાગે વાદળી રે"

વ્હાણવટુ એ આપણા દેશનો ઘણોજ જૂનો અને આકરો ધંધો છે. આપણા ખારવાના માહ્યલા એના સુખ-દુઃખ, એની જ્હેણીકરણી, એના જ હૈયામાથી એની વેદનાના ટીપણા ને ટીપણા-ઉખળતા એના લોકગીત એ જાણવા મેળવવા અને સમજવા કોણ મથે?

દુઃખથી દાઝેલ એના હૃદયના પાના કોણ ઉખેળવા નવરૂ હોય? કોઇ કવિ કે લેખક અથવા જે પોતે સમજી સમાજની આગળ સાચી રીતે મૂકી શકે એવાને એ મેલા ઘેલા ખારવાઓની શુ પડી હોય?

અમે તો કાઠિયાવાડને કિનારે કિનારે ફરી ફરીને દિવસોના દિવસો અને રાતોની રાતો એઓની સાથે રહી અને એના સાચા દુઃખની કથની મેળવી છે. હજુ તો એમાથી મળે તેવુ ઘણુ જ છે, જગતને કામ લાગે એવુ છે પણ એ વાત તો તેમના હૈયામા જ પડી છે.

ખારવો એ શુદ્ધ માકસની મૂર્તિ છે. સોગઠેને ખારવે સીલોન, એડન અને જવા સુધીની ખેપો-લૂગો કરેલ છે. એની દરિયાઇ લડાઇ રૂવાટા ખડા કરે એટલા અગાધ વીરરસ વાળી છે. પદમા અને નોળમા મૈમામા ફિરંગી અને વલંદાઓની તોપોના મોટા સામે રહી દિવસ રાત દરિયામા એણે લડેલી એ લડાઈ એ જ જાળોના જવાળામુખી

સમાન ગોળાઓ સામે પોતાનાં વહાણ હંકારી, તોપોના કાનમાં ખીલા જડી તેઓને જીવતા પકડી લીધાની હકીકત મળે છે. કોઇ કવિના મોટામાંથી એ વાત મળતી નથી, પણ એમનાં લોકગીતોમાંથી મળે છે.

એના જીવતરની સાદી રીતભાત, વરસ દહાડામાં એને ઘેર રહેવાનો ફક્ત એકાદ માસ, એ રીતે એની આખી જીંદગી દરિયામાં—સાચો સાચ કહીએ તો કાળના ડાચામાં વીતતી હોય છે.

એના લગ્નનો માસ અશાઢ. કારણ કે જેઠ મહિનામાં વહાણ ચાલતાં બંધ થાય ત્યારે જ એ ખારવા સમાજનો સંસાર વ્હેવાર મંડાય અશાઢ માસમાં કે શ્રાવણ માસમાં એનાં લગ્ન થાય અને શ્રાવણ સુદ પુનમ ( બળેવ ) ને 'દિવસે તો ખારવો પોતાનું વહાણ દરિયામાં વહેતું કરી મૂકે. પરણ્યે એ પાંચ દિવસ થયા હોય ત્યાં એમને દરિયો ખેડવાનો વખત આવે. આશા ભર્યો ખારવો સ્ત્રીને ઘેર મૂકી વહાણમાં જાય ત્યારે એને દેહમાંથી જીવ જાય એટલું વસમું લાગે. દરિયામાં શ્રીફળ નાખી વહાણ હંકારે. આગળ ગીતમાં આવે છે તેમ:—

" સવારે સઢ શણગારીયા રે. "

ખારવો દારૂ પી અને ગાંડો બને. એનું કારણ એ કે દારૂમાં બેભાન બને. સ્ત્રીને ભૂલી જઇ પોતાનું વહાણ હંકારી મૂકે. તે વહાણ હંકારે ત્યારે સ્ત્રીઓનાં

ગળે ટોળા એને વળાવવા જાય દરિયાની ભેખડ પર ઊભી દરિયાની સપાટી પરથી મઢની છેલ્લી ટીશી દેખાતી બંધ થાય ત્યા સુધી એ ત્યા ઊભે, ગીત ગાય, દરિયા દેવને એની ભાષામા વીનવે કે “હે રત્નાકર સાગર! હે મોટા પેટવાળા દેવતા! અમારા માનવી અમે તારે ખોળે મૂક્યા છે એને હેમખેમ ઘેર લાવજે મીઠાંમીઠાં વાવડા દેજે અમો કાળા માથાના માનવીના અવગણ સામુ જોઈશ મા”

એ રીતે સાગર રાણાને મનાવી ખારવણો ઘેર આવે દરિયામા આઠ દશ મહિના વહાણ ચાલે દરેક વહાણ મોડામા મોડુ જેઠ સુદ ત્રીજે તો પોતાને ઘેર આવી જાય ત્યાર પછી જે વહાણ ન આવ્યુ હોય તેનુ તો નવ્વાણુ ટકા જોખમ, કારણ કે દરિયામા તોફાન જાગે

હવે આખો જેઠ માસ અને અશાડ માસ સુધી જે વહાણ ન આવ્યુ હોય એકનો એક દીકરો કે ભાઈ અથવા પતિ તે વહાણમા હોય વરસાદ પણ અશાડ સુદ પૂનમ સુધી ન આવ્યો હોય વૃદ્ધ ખારવણ ડોશી પોતાના અરધા નળીયા તથા અરધા નાળીએરીના પાનથી છાજેલ ઝુપડામા સૂતી હોય, ચદ્રમા અરધા આભમા ચડ્યો હોય' મ સાગર મેઘરાજાના સ્વપ્ના સેવતો સૂઈ ગયો હોય, તે વખતે 'મા' તો અધની દશામા દરિયાના લોઢ જેટલા ઓરતીયા ધારણ કરી પોતાના દીકરાના વહાણને શોધતી હોય, છાજેલ ઝૂપડીમા ચદ્રમાના કિરણોના

ચાંદરડાં પડતાં હોય, કાગાનીંદરમાં એને જોતી હોય ત્યાં ઓચિંતાં તે ચાંદરડાં દેખાતાં બંધ થાય.

'એક વાદળી ચડી છે' એમ અનુમાન કરી ભયભીત બનેલ 'મા' બહાર નીકળે.

આભ સામી મીટ માંડી જુવે છે ત્યાં તો એક જ વાદળી નહિ પણ વાદળાંને આખો આભ સાંકડો થયો છે.

× × ×

સખી કોઇરે આવેને કોઇ જાય, કાગળીયો મારા નાથનોરે—એ રાગ

સખીં મોરેં.... [૧]આરાધ્યો.... મલ્લા... ૨—
અશાઢ [૨]ધડૂકિયો રે....
એવુ વાદળે.... [૩]રૂ ધાણું.... આ....ખું બ્યો....મ—
પૂનમ ચાંદો છુપીયો રે.... ૧

સખીં ! આજ [૪]છોરે.... પડે.... શમશે....ર—
ઈંદર લાગ્યો વીંઝવારે....
પડીયા આભા રે.... મંડળમાં.... ઉજા....સ,
વીજળીના વેલા થયા રે.... ૨

---

૧ ગાયો. ૨ ગાજ્યો. ૩ ઘેરાણું. ૪ ચારે બાજુએ.

તાપ્યા [૧]અનોધા... ઉનાળા....ના તા....પ—
ડુંગરડાને હારવારે . .
માથે ઓઢીને .. કાળાં ... [૨]મલી .. ર,
ગ્રમંડ "મા" ચડી વાદળી રે.... ૩

એને નિરખી જગનભરમાં આ....જ—
આનંદ દરિયા રેલીયારે...
એકજ હૈડાને કાળો . કે....ર,
વેરણ લાગી વાદળી રે . ૪

સખીં ! જોઉં [૩]શંડીરોગાનો... ઉજે. રી—
એકલને મોટો કર્યો રે...
( એને ) નેણે જનેતાનો... નિભા....વ,
અંધાની જાણે લાકડી રે.... ૫

"બેટા ! નથી રે જાવું . . દરિયાની .. ખે .. પે—
અલેણાં એના આપદો રે
દળીં દળીં ભરીશ હું તારૂ .. પે . ટ
બાળુડા ! જવા નઈ દિયું રે" ૬

સખીં ! એ તો રતનાકરનો રમના. . રો—
ભુજબળે એને જીવવુ રે
એવુ માની .. મજુરીએ જીવત....ર,
એને લાગ્યુ આકરુ રે... ૭

---

૧ અપાર ૨ કાળું આડણું ૩ વાનરા થયા પછી ઉછેરેલ.

સખી ! એવા આશા ભર્યો બાળેવે....પ—
વણ પરણ્યો વા'લો ગયો રે....
સખી ! એની જનેતા....ને આ....જ,
" વેરણ લાગે વાદળી રે. "....  ૮

" બેન "

સખી ! એની બાળુડી વયમાં માને.... બા....પ—
મેલીને મરી ગયાં રે....
એવાં ધરતી ધાવીને ભા....ઈ બે....ન,
નોધારાં મોટાં થયાં રે....  ૯

સખી ! એને સમાણો સઘળો સંસા....ર—
વીરાની મીઠી મીટમાં રે....
એવાં કરતા રોજ... કીલો....ળ,
ઝૂપડિયે બે મા–જણ્યાં રે....  ૧૦

સખી ! એ તો જબરે રાજાનો ...જુવા ...ન—
દરિયા તો એને ખેડવા રે....
આજ કરુણા ઝરતીયે માંડીને મી....ટ,
વીરાની જુવે વાટડી રે....  ૧૧

સખી ! " [1]જવતલ હોમીને માંડવ હે...હે—
[2]માલશે મારો મા જણ્યો રે "....
એવી કોઇ અભાગણી બેનડીને આ....જ,
" વેરણ લાગે વાદળી રે. "...  ૧૨

---

૧ બેનના લગ્ન થાય ત્યારે ભાઈ જવતલ હોમે.  ૨ આનંદથી ફરશે.

## પદ......... ............"વેરણ લાગે વાદળી રે"

### "સ્ત્રી"

સખી ! એને નો'તી રે સાસુ કે નો'તી નણં...દ—
પરણ્યાની મઢૂલીયે રે....
એમાં રહ્યાં બેઉ એક.... જ રા....ત,
સવારે સહ શણગારીયા રે.... ૧૩

સખી ! પેટરિયાને રે કાજ—
વનને દી' વળાવીયો રે....
એવું જોતાં રે જોતાંમાં એ...નું જા'....જ,
સાગરમાં સમાઈ ગયું રે.... ૧૪

સખી ! આવ્યો [1]ગોઝારો મે....ઘ—
પિયુડો મારો ક્યાં હશે રે ?....
એવો [2]બાજ ધાડુયો... અશા...ઢ,
આતમ પંખી ફફડયાં રે.... ૧૫

સખી ! સમાચ થયો એને [3]શ્રા...પ—
સમદર દાવાનળ થયો રે....
જેના પિયુનાં ન આવ્યાં વા'....ણ,
(એને) "વેરણ લાગે વાદળી રે.".... ૧૬

❀ ❀

---

૧ પાપીયો, ૨ 'બાજ' નામનું એક શિકારી પક્ષી. ૩ સર્પ.

# "મરણની લે'ર"

વાદળાં ચડ્યાં. પૂનમની દૂધના ફીણ જેવી રાત મટી, હણશીના મોટા જેવી કાળી ગોઘલી મળી. તળી-ચેથી કોઈએ તપાવ્યો હોય એમ દરિયો ઉછાળે ચડ્યો—ગાંડો થયો. માથાભર લોઢ પછડાવા મંડયા. ખારવાને લે'ર લાગી. શેની?

::

લાગી લાગી મરણની લે'....ર—
આસમાને મોજાં આફળે રે....
આજ દેવરે મટીને થયો... દૈ....ત,
ગાંડો થઈને ગડગડે રે. ૧

નિરખી નિરખી વાદળડીના ના...ચ—
તરંગ જોધા ખળભળ્યા રે....
લેવા લેવા ગગનના.... રા....જ,
હાકલ દઈને હૂકળ્યા રે.... ૨

મેલી મેલી બધી મરજા...દ—
બેકારી વાયા વાવડા રે....
ઘેલા સમદરિયાની.... માં....ય,
નોધારી એકજ નાવડી રે.... ૩

ત્રૂટયા ત્રૂટયા શઢડીયાના દો....ર—
[1]કુવાના કટકા થયા રે....
એના [2]લતરરા જાં'જ.... મોઝા....ર,
પાણીડાં એ પરવર્યાં રે.... ૪

એણે અંગડાંના [3]ધાગા ઉના .. ર્યાં—
હૈડાની હિંમત નવ ખમી રે....
જોધો [4]ત્રાપે થયો અમવા....ર,
લ ગોટે કમર કમી રે.... ૫

નાખ્યો ત્રાપો સાગરિયાની માં....ય—
મોટામાં લીધી પોટલી રે....
એમાં બેનીનાં લગનીયાં... ના લા....ર,
સાળૂડાની ચૂંદડી રે.... ૬

જાણે ડુંગર નમ્યા દશ વી....શ—
લોટડીયા ખાંગા થયા રે...
ત્રૂટયા ત્રૂટયા રે આશાના એ... ના તા...ર,
આતમ ઉદાસી થયા રે.... ૭

એની ખોવાણી હૈયાની અવળી હા . મ—
મીટડલી આસે અડી રે....
એને સાંભરી દિલડા....ની માં...ય,
ગભરૂડી નાની બેનડી રે.... ૮

---

૧ વહાણુનો મોટો થંભ ૨ ખોખરા ૩ કપડાં. ૪ ખાવા વાસ્ટાનો જડેલો ત્રાપો ગણે છે તે

" તારે નથી રે માવડલી કે બા..પ—
  માંડવ કોણ રોપશે રે ?...
તારે નથી રે માડીનો જા...યો વી ર,
  કાપડ કોણ વોંગશે રે ?....  ૯
હમ્તે મોઢે અરેરે ! દુખિયા . રીના—
  જવતલ કોણ હોમશે રે ?...
ધ્રૂસકે રોશે ના...ની બા ળ,
  આસુડા કોણ લૂછશે રે ?..  ૧૦
તુને 'નબાઇ' કહીને કોક દી' નણ દ—
  મેણા કડવા મારશે રે "
એમ જ્યા ઝખતો અ તરમા જુવા ન
  દરિયાના દળ ફરી વળ્યા રે .  ૧૧

❀

## મોહનને ત્રાજવે

"રણુંવટ ખેલે રાણા રંગમાં રે લોલ"—એ ઢીંચનો રાગ

પુણ્ય અને પાપ તણા તોલ રે....
મોહનને ત્રાજવે તોળાવજો રે—લો ...લ. ટેક
રામ અને કૃષ્ણ તણે ત્રાજવે રે—(૨) લો....લ,
તોળાણા છે ધર્મ તણા તોલ રે.. (૨) મોહનને૦ ૧
ઐકા વીત્યા વાણીડા સ્વારથી રે—(૨) લો ...લ,
અવળા કર્યા આંધળાંના જોખ રે ...(૨) મોહનને૦ ૨
સંતાડયાં છાબડાં શરાફનાં રે—(૨) લો....લ,
ભોળાને કાંઇ ખવરાવી છે ભૂલ રે.. .(૨) મોહનને૦ ૩
સત ને ધરમનાં બે છાબડાં રે—(૨) લો ...લ,
માંય [1]સજનાના શાળીગ્રામ રે .. (૨) મોહનને૦ ૪
તારા ને મહાસતી મંદોદરી રે—(૨) લો .. લ,
રામ તણા ત્રાજવાંના તોલ રે .. (૨) મોહનને૦ ૫

---

૧ સજન નામનો એક કસાઇ ભકત હતો તે માસ તોળવા એક જ તોલું રાખતો અને એ તોલું તે "શાળીગ્રામ" એમાં શેરથી તે મણ સુધી જેટલું તોળવું હોય તેટલુ તોળાતું. (ભકતમાળમાંથી)

બાળક ભૂખ્યાં ને ભૂખ્યાં ધાંધુડાં રે—(૨) લે....લ,
અલેકીયાને દાન અપાય રે....(૨) મોહનનો૦ ૬
માંદાં ભૂખ્યાં ને ભૂખ્યાં આંધળાંરે—(૨) લે...લ,
અન્ન વિના પાડોશીઓ અથડાયરે... (૨) મોહનનો૦ ૭
સતનો કાંટો જરાયે કાટ નઇ રે—(૨) લે... લ,
[1]સમભાવની [2]ડાંડી ઉદાર રે... (૨) મોહનનો૦ ૮
ધર્મને કાંટે તો સહુ ક્રોડજો રે—(૨) લે... લ,
પાછળથી કાંઈ થાશે પસ્તાવ રે... (૨) મોહનનો૦ ૯
[3]પંડયે જોખાણો "બાપુ"પ્રીતથી રે—(૨)લે. લ,
જોખે છે કાંઈ જુગના જૂના ભાર રે....(૨)મોહનનો૦ ૧૦

❀ ❀

૧ સમાન ભાવનાવાળી ૨ ત્રાજવાની લોઢાની ડાંડી ૩ પોતે

## "સંદેશો"

ઈશ્વરે જગતને સંદેશો મોકલ્યો. એના આંકડા કોણ વાંચે? "વાણીયે" વાંચ્યા, સહુએ સાંભળ્યા.

ભજન—"રંગાવો રામા ચૂંદડી"—એ રાગ.

સંદેશો મારા શામનો,
એમાં લખીયા ચારે વે....દ,
એમાં ભાંખ્યા કુરાનના ભે....દ—સંદેશો. ટે
કલમ લઈને લખીયું એ....વૈકુંઠને વાસીયે રે હાંહાં—
વૈકુંઠને વાસીયે;
એનો "વાણીડે" વાંચ્યો વિવે....ક—સંદેશો. ૧
પ્રથમ એમાં લખીયું એ....ભૂખ્યાં જનને ભાતનું રે હાંહાં—
ભૂખ્યાં જનને ભાતનું;
એની લાગે વિશ્વભરને ખો....ટ— સંદેશો. ૨
બીજું એમાં લખીયું રે...હું છું આતમ એકલો રે હાંહાં—
હું છું આતમ એકલો;
એમાં ભેદ પાડ્યાનો લાગે ભા....ર સંદેશો—૩

ત્રીજું એમાં લખીયું એ....પરદેશોની પ્રીતનું રે હાંહાં—
પરદેશોની પ્રીતનું;
એવો કાંટો કેળને ખા....ય— સંદેશો. ૪
ચોથું એમાં લખીયું એ....ભાર દઈને ભૂધરે રે હાંહાં—
ભાર દઈને ભૂધરે;
એવાં [૧]અનોધાં દલીતોનાં દુઃ.. ખ— સંદેશો. ૫
" જેણી અવાજની વાણી બાપુ ગૂઢ છેરે હાંહાં—
વાણી બાપુ ગૂઢ છે,
કોઈ સમજ્યા ચતુર સુજા....ણ "— સંદેશો. ૬

❀ ❀

---

૧ અપાર.

રજપૂતે બખતર પહેરવા માંડયું. વીરરસથી શરીર ફૂલી ગયું છે. એક કડી ભીડે છે, ત્યાં બીજી તૂટી જાય છે.

બખતર પહેરી, હથિયાર બાંધી રજપૂત ઘોડેસ્વાર થયો. પાછું વાળી જોયું તો ભાલું ખીલીએ રહી ગયું છે. રજપૂત બોલ્યો: "રજપૂતાણી! ભાલું અંબાવજે." થોડુંક હસી રજપૂતાણીએ મીઠું—પણ કાળજું કાપી નાખે એવું મેણું માર્યું કે "રજપૂત! ભાર ઘણો થઇ ગયો છે ભાલાથી શું વિશેષતા છે?" દાસીએ ભાલું અંબાવ્યું.

ઘોર ધીંગાણું ચાલ્યું. રણમાં રજપૂત અને મુસલમાન દળના કઇક શૂરવીર કપાણા.

રજપૂતને રૂંવાડે રૂંવાડે ઘા પડ્યા છે. ઘોડો પણ ઘાએ રવેતરાઇ ગયો છે રજપૂતની નજર પડી, હાથી પર બેઠેલ સૂબા માથે. એણે ઘોડાને એકેટાવ્યો. "આવ્યો એ આવ્યો" એવી હાકલ થઇ.

સૂબાના બાર બાર અંગરક્ષકો બેઉ બાજુ તોળેલ ભાલે તૈયાર હતા. ચોવીશ ભાલાં છૂટ્યાં. મોરલે કળા પૂરી હોય તેમ રજપૂતના શરીર સોંસરવાં સામસામાં ભાલાં ગયાં.

---

૨. કપાઇ. ૩. દોડાવ્યો.

ઘોડો કૂદયો. આગલા પગ હાથીના કુંભસ્થળ પર માંડયા. રજપૂત ઠેકયો, સૂબા પાસે પહોંચ્યો જમણા હાથમાં ભાંગી ગયેલ તરવારનું ઠૂઠું હતું તે સૂબાના કાળજા સોંસરવું ગયું.

ધીંગાણાના ગધવેલ હાથીએ મસ્તકપર સૂંઢ ફેરવી, રજપૂતને પકડ્યો આભમાં ઉછાળ્યો સામા દાંત ધર્યા આકાશમાંથી ઊંધે માથે આવતા ભાંગી ગયેલ તલવારના ઠૂંઠા સહીત રજપૂતનો હાથ કુંભસ્થળમાં પરોવાઈ ગયો. રજપૂત પડ્યો ગજરાજના દંતૂશળ ઉપર રજપૂતની છાતી વીંધી પીઠ પાછળ નીકળેલો ગજરાજનો દંતૂશળ જડબામાથી કરડ કરતો ભાંગી ગયો

સૂબો પડયો, હાથી પડયો અને રજપૂત પડયો– હાથીના દંતૂશળથી પ્રરોવાએલી છાતીએ

દંતૂશળનો ટેકો લઈને રજપૂત બેઠો છે આંતરડાનો ઢગલો ખોળામાં પડયો છે જીવને અને જમરાજને વાદ ચાલે છે એ વખતે રજપૂતને એક જ વાત યાદ આવે છે કે " કયાંયથી રજપૂતાણી આવે ?"

ઘેરઘેરથી રથડેડી, પાણીનાં વાસણ લઈ પતિનું શબ અને માથુ લેવા રજપૂતાણીઓ ચાલી. દાસીએ કહ્યું, " બા ! ચાલો, આપણે પણ જઈએ " રજપૂતાણીએ

જવાબ આપ્યો, "આપણે જવાની જરૂર નથી. આ ઘડીએ રજપૂત ન લૌઈયો સાઝે સીંગે ઘેર આવશે. મને એનો વિશ્વાસ છે." દાસીએ સમજાવ્યું, "ન જઇએ તો હાંસી થાય માટે જવું જોઇએ"

* * *

રણક્ષેત્રના મધ્ય ભાગમાં આવીને રજપૂતાણી જુવે છે તો રજપૂત પડ્યો છે, ભાલાં અને દંતૂશળથી વીંધાઈને, રજપૂતાણી પોતાની ભૂલ સમજી–પસ્તાણી હવે શું થાય? હવે તો એનું પ્રાયશ્ચિત કરવું રહ્યું. રજપૂત સામે ઉભી રહીને બોલી:—

કાને વનમા વગાડી રે મીઠી મીઠી મોરલડી—એ રાહ.

'તે દી' ચૂડીની ચીપે... રે....
કણ કણીયો તું વ્હાલા ધણી–
ઉંધું સમજી અભાગણિ....હું....
થઈ મોરી ભૂલ ઘણી—તે દી'–ટેક

દળ વાદળ [1]દોખીનાં ઘેર મળ્યાં,
નર કાયરનાં એથી ગાત્ર ગળ્યાં,
રજપૂત ધીંગાણામાં ધાયેં ભળ્યા,
ખેલ્યો ખેલ ખાંડા ના....રે....
રીડેં રણ ઘેલો બણી—તે દી'–૧

૧ વેરીનાં

તૂટી ટોપની તાંમળી લોહ કડી,
કેતી માથડલે તલવાર પડી,
એવી વજ્ર વિધાતાએ દેહ ઘડી,
તારી ભૂણી ભવાની....રે....
લોઇયે તરબોળ બણી—તે દી,'–૨
ઝીલ્યા ઘાવ ભયંકર સાંગ તણા,
ભાલાં ભાંગીયાં દેહમાં ઘોર ઘણાં,
વીંધ્યાં કાળજડાં અવળાં સવળાં,
સામી છાતીએ ઝીલ્યા....રે ...
ગુલાબનાં ફૂલ ગણી—તે દી '–૩
તાજે અંગે રુધિર ઘણાં ખળકે,
રજપૂતીનો રંગ મુખે ઝળકે,
છુટા શામળા કેશ ધરા ઢળકે,
ઝીલ્યા હૈડામાં હાથી ના....રે....
દતૂશળ કેમ ઘણી ?—તે દી '–૪
બ્હાલા દેહમાં પ્રાણ જરાય નથી,
જમદૂત શી ભાસત વક્ર ગતિ,
પે'લી ગ્રીધણી ફર રહી ફરતી,
ઘાળી જુદ્ધને રંગે....રે....
કસૂંબલ આંખડલી—તે દી '–૫

એનું એ રણ દેખી ન દિલ રડયું,
"વ્હાલા! વાટડિયે બહુ છેટું પડયું,"
એની ભૂલનું પ્રાશ્ચિત એજ જડયું,
ખોળે માથડાં માંડી...રે....
બાળી 'રણછોડ' ભણી.—તે દી '–૬

# "સાગરના નીરને"

આગબોટના પાછલા ભાગ પર ઉભા રહી, મહાસાગર ભણી મીટ માંડી દરિયાના લોઢને આગબોટ જુદા પાડી દેતી હતી પણ દૂર દૂર પાછળ પાછા મળી જતા હતા, તે જોઈ યાદ આવ્યું કે "હે સાગરના નીર ! તું સાગરથી જુદુ પડીશ મા, કદાચ જુદુ પડી ઉંચે ચડી તુ વાદળી બનીશ, પવનના હીંચકામા હીંચકીશ અને મોટા પહાડો પર તુ પડીશ પણ ત્યા તને કોઇ રાખશે નહિ છેવટે તારી ગતિ સાગરના જ છે"

"સવૈયા અથવા ત્રોટક છદની ચાલ"

કદિ શાન્ત થજે હળવે વહજે,
કદિ ઘોર પ્રચડ તરગ થજે...
કદિ બિન્દુ બની અને ઊછળજે....
કદિ દોડી જઇ પાહ દૂર રહે, ઉચી ભેખડમા તુ હિ આથડજે,
પણ સાગર નીર કુસપ કરી, કદિ સાગરથી ન જુદુ પડજે–૧

કદિ લાલ થજે કદિ શ્યામ થજે,
કદિ ભૂખરૂ ને કદિ શ્વેત થજે
કદિ છીછરૂ ને તુ અગાધ થજે
કદિ વક્ર બની અજના કરજે, મોટા જહાજને આથડી ધ્રુજવજે,
પણ સાગર નીર કુસપ કરી, કદિ સાગરથી ન જુદુ પડજે–૨

કદિ હાર કતાર કરોડ થજે,
કદિ શમ તું ઘૂમરનો રમજે....
કદિ ચુંપ થજે તળીયે નમજે....
કદિ આભમાં ચાંદલિયો નિરખી, લહરી તુ થજે રમતે ચડજે;
પણ સાગર નીર કુસંપ કરી, કદિ સાગરથી ન જુદું પડજે—૩
કદિ વજ્ર શી ભેખડને કટજે,
ત્રટથી હળવે હળવે હઠજે....
કદિ ફૂલડિયાનો તું હાર થજે....
કદિ જ'જ જુદાઈ કરે મળીને, એની મૂરખતા પર તું હસજે;
પણ સાગર નીર કુસંપ કરી, કદિ સાગરથી ન જુદું પડજે—૪
ભૂલી સ્થાન તું વાદળમાહિ જશે,
ભલે વાયુને હીંચકે હીંચકશે....
તુને ત્યાં નહિ કાયમ સંઘરશે....
અપમાન સહી સહીં ડુંગરના, નિજ દેશ તણે રસતે ચડજે;
માટે સાગર નીર કુસંપ કરી, કદિ સાગરથી ન જુદું પડજે—૫

ૐ ૐ

# "પ્રવૃત્તિને પંથે"

ગજલ

પ્રવૃત્તિ પંથમાં પ્રાણી! ભજનનો ભેદ ભુલ્યો છે. ટેક

મર્યાદા સંતની મૂકી, જગતમાં જીવ રહ્યો ઝુકી;
સિદ્ધાંતો વેદના ચૂકી, દુઃખજા માંય ડૂલ્યો છે. પ્ર૦ ૧

તપાસ્યે રૂપ તું તારૂં, નથી કાંઈ બ્રહ્મથી ન્યારૂં,
મૂકી દે હું અને મારૂં, ફંદમાં કેમ ફૂલ્યો છે? પ્ર૦ ૨

પ્રમેશ્વર પાસ જા પૂરો, મદા તું સિંહ છે શૂરો;
બધો આ ખેલ છે બુરો, જગતમાં શીદ ભૂલ્યો છે? પ્ર૦ ૩

દિલમાં 'બાળ' 'હું મ' દેજો, બધું આ 'કાગ'ને કે'જો;
ત્રિપુટી સંગમાં રે'જો, મરદ તું કૌડ–મૂલો છે પ્ર૦ ૪

ॐ ॐ

## "આંહી આવી જા"

પ્રભુ પાસે ગએલ એવો જ્ઞાની, કોઇ અજ્ઞાનીને નાનાભાઈ તરીકે સંબોધીને કહે છે કેઃ—

ગઝલ

પ્રભુના પુત્ર હે પ્યારા, હવે તું આંહી આવી જા. ટેક
જબર નિદ્રાથી જાગીને, તાપ ત્રય મોહ ત્યાગીને;
ભવનનો રાગ ભાગીને, પ્રેમ રસ ખૂબ તું પી જા. પ્રભુ૦ ૧

સબળ મન પાપ ચૂકીને, મફતનું માન મૂકીને;
કૃષ્ણને પાય ઝુકીને, દયાનું દાન તું દઇ જા. પ્રભુ૦ ૨

પ્રતિજ્ઞા લઇ પ્રભુ પાસે, વદેલો વેણ ગ્રભવાસે;
ભજન ભૂલ્યો વૃથા ભાસે, જપી ભગવાન ફાવી જા. પ્રભુ૦ ૩

કહું હું સાદ કણુ દેજે, 'કાગ' તું કૃષ્ણ મુખ કે'જે;
સદા રાધેશને સ્હેજે, ભગત થઇ ખૂબ ભાવી જા. પ્રભુ૦ ૪

卐 卐

# "ભાવનાનો ભિખારી"

ગજલ

ભટકતો ભૂખનો ભોગી, ભિખારી ભાવનાનો છુ. ટેક
અટકતો અંતમાં આવી, અજાણ્યો આપથી હું છું,
તમારો તાર ત્યાગીને, પરાધીન પાપથી હું છું ભટકતો૦ ૧
ભ્રમાયો ભૂત ભેળો હુ, વિગત જાણ્યા વિનાનો છુ,
મૂંઝાયો મોહ માયામાં, દયા ચાહું દિવાનો છું ભટકતો૦ ૨
અરે હે નાથ! ઉગારો, તમારો પુત્ર નાનો છુ,
પધારો ચિત્તમાં, પ્યારા! સ્નેહ જળ ચાખવાનો છુ ભટકતો૦ ૩
વદુ હું મોરલીવાળા! મરણ ભય ટાળ મગ્માળા!
કૃપા કર 'કાગ' પર કાળા! હૃદયમાં રાખવાનો છુ ભટકતો૦ ૪

ॐ ॐ

## " જટાવાળા "

ગઝલ

નગન અવધૂત નિહાળ્યા, જબર જોગી જટાવાળા ટેક

ધરી શિર ગંગની ધાર, પરમ છે ભક્તને પ્યારા,
હંમેશાં કષ્ટ હરનારા, મુંડની છે ગળે માળા નગન૦ ૧

ત્રિશૂળ કર કોપ કરનારા, લલાટે ચંદ્ર ધરનારા,
જહેરને આપ જમનારા, ભયંકર દેવ ભુજાળા નગન૦ ૨

દડડ દડ ડમ્મરૂ બાજે, ગડડ ગડ ત્રિભુવન ગાજે,
લડથડી દૈત્ય ગણ લાજે, જળહળે નેત્રમા જ્વાળા નગન૦ ૩

અઘોરી ઠેકના ચારી, વિકટ વન ઘોર વિહારી,
ભજન કર 'કાગ' ભયહારી, નિરંજન દેવ નખતાળા નગન૦ ૪

 

## “ કુળવાન ”

ગઝલ

નક્કી કુળવાન એ નર છે, જણાય ગુણ જેહમાં ઝાઝા. ટેક

સદા નિજ ધર્મ સંભાળે, પ્રણત જે રાંકને પાળે;
કહ્યું તે ના ફરે કાળે, હૃદય છે જેહનું રાજા. નક્કી–૧

ભુજા બળ ને ક્ષમા ભરિયો, દિલ જેનું સદા દરિયો,
વધારે કીરતિ વરીયો, મુગટ ભટ દેશની માજા નક્કી–૨

અમંગળ બોલ નહી એના, જબર તપ ભીષ્મ સમ જેનાં;
હૃદય, વર સત્ય-રાધેના, ખાય નહિ જે અખજ ખાજા. નક્કી–૩

મિત્ર નિજ જેહને થાપે, અટકમાં શીષ પણ આપે,
‘ કાગ ’ પર-દુઃખને કાપે, કરે શુભ જગતમાં કાજ. નક્કી–૪

꙳ ꙳

## " જાણ્યા વિના ન જાવું "

(સુનતા નહી બન્ને હે નિગ કાવકા નગાગ. એ નાગ)

જે પથ છે અજાણ્યો, જાણ્યા વિના ન જાવુ—ટેક

આવી ગયા અજાણે, કોઇ પગમા પરાણે,
મન માન ધારી મોટુ, થાપ્યા વિના ન થાવુ જે પથ૦ ૧

હૃદયે ભગ્યો ગમે, દિલની મદાય દાખે,
તત્કાળ વિખ તેને, પ્યાલો ભરી ન પાવુ. જે પથ૦ ૨

ચિત્તમાથી ધીર છૂટે, ત્રટકી બ્રહ્માડ તૂટે,
અરિ લાજ વાસ લૂટે, ખપતુ નથી ન ખાવુ જે પથ૦ ૩

રાજા જગ્ઠ ભોગી, જગમાન્ય તાત જોગી,
કરે રીસ 'કાગ' કો દી' તેનાથી ના તપાવુ જે પથ૦ ૪

❀ ❀

## "જાગીને જો"

(સુનતા નહી બજે હૈ ગિર કાલકા નગારા એ રાગ)
જન! જાગી જો જગતમે, મન સ્વાર્થકી હૈ માયા ટેક
નિજ તાત ભ્રાત તેગ, માતા કહે તન મેરા,
વહ હૈ નહિ કો તેરા, ભરપૂર ક્યો ભ્રમાયા? જન૦ ૧
પરમ તિહારી પ્યારી, નર! હૈ સદા જો નારી,
દિન એક હોગી ન્યારી, જબ આયેંગે જમરાયા જન૦ ૨
નર અંગ રોગ લાગે, ભય પાય બધુ ભાગે,
નબ મિત્ર સગ ત્યાગે, ઈક નાથ હૈ સહાયા જન૦ ૩
મન માન મેરા મત તૂ, સબ જાન જૂઠ જગ તૂ,
ભરપૂર બન ભગત તૂ, જનની તો 'ફાગ' જાયા. જન૦ ૪

× × ×

## " કેમ સૂતો "

### પરભાતી

જાગને જીતવા .. રજની જાતી રહી .. (૨)
સૂરજ ઊગ્યો ને હજુ કેમ સૂતો .. ટેક
આકરી ઊંઘ તેં....ઘોર લીધી ઘણી . (૨)
કપટના કામ તે ખૂબ કીધા ..
લોભથી કૈંકને .. ત્રાસ લગાડીયો (૨)
દુ:ખ તેં દીનને ખૂબ દીધા જાગને—૧

ગેબના ભેદથી...જ્ઞાન ભૂલી ગયો .. (૨)
માનથી [1]આનને દૂર મૂકી .
તોરમા ભ્રમાણો જગતના તાનમા (૨)
સતગુરુ તણી તુ સાન ચૂકી જાગને—૨

ખલકનો ખેલ તે બાજી બાજીગર તણી .. (૨)
મોહના દોરડા જૂઠ માયા....
એક દી' કાળનો ઝપાટો આવશે . (૨)
ક્રોધથી ઢાળશે પ્યારી કાયા જાગને—૩

વેણ આપેલ તે 'કાગ' ગ્રભવાસમા .. (૨)
ભરમથી ભાઈ તુ આવ ભૂલ્યો .
ધરી લે ધ્યાન તુ કાન કાળા તણુ (૨)
મનખો નહી મળે ક્રોડ મૂલો જાગને—૪

::

---

૧ લાજ

## "વેરાગણ થઇ"

આતમો ઉન્નમી ચયોરે, ગણાછે! આજ માગે–
ઉવરો મુસાફર થયો એ રાહ

વિજોગેં વેગગણ થઈરે.... સાહેલી!
કાનુડાને વિજોગેં વેરા...ગણ થઇ ટેક૦

ગણુરે અમારા ભૂલી.... આંપથી ગીયા–
છે એ તો.... (૨)
હાલ ફકીરી અમુને દઇરે.. સાહેલી!–૧

શ્યામ અધરધરી. વાંસળી સુણાવી તે દી'.... (૨)
કુળની મરજાદું નો'તી રઇરે....સાહેલી!–૨

ઓધવજી! હરી પ્રાણુરે અમારો એતો.... (૨)
લટકાળો ગીયલ સ ગે લઇરે ... સાહેલી!–૩

પ્રીતરે કરીને પછે. . જરીએ ન પાળી અમું.... (૨)
કપટી ગીયલ ખોટું કઇને.... સાહેલી!–૪

'કાગ'અંતરની .. તમુએ વિનાની ઓધા.... (૨)
કેનીએ આગળ નથી કઇને.... સાહેલી!–૫

ૐ

## "રુદિયો તલખતો"

રાગ ઉપરનો

નેડલો લગાડી ગીયો રે....
ઓધાજી! વાલો મુને નેડલો. . લગા ...ડી ગીયો. ટેક૦

શામળો ગીયાની ઓધા! .વાતું સાંભળી... ને આ તો ...(૨)
થર થર એ જીવડો થીયો રે.... ઓ૦ ૧

રાસરે મંડળમાં.... હેતે તો રમાડી અમુ....(૨)
દગો રે આચીંતો એ દીયો રે.... ઓ૦ ૨

કાનુડા સારૂ રે અમે.... કટમ તજ્યું છે ઓધા!....(૨)
વાંકરે અમાણો કીયો ?.... ઓ૦ ૩

'કાગ' વજનાર એક.... કુબજા વન્યાનો, ઓધા!....(૨)
રુદિયો તલખતો રીયો રે ... ઓ૦ ૪

 

## "સ્વપ્નામાં વાંસળી"

હજુ કેમ નાવ્યા રાંદેરા... ના...થ આશાએ—
અમને દઈ...ને...ગે...એ રાહ

સુતી થી હું સપના...સોઝા....ર,
વાંસળડી વા....ગી .. રે....
સંભળાણો ઘેરા ઘેરા સુ....ર,
ચિતડું એ થીયલ સુહા....ગી....રે.... ટેક૦

એજી ...ઝીણી ઝીણી જુગના ઓધા....ર,
વનમાંયે જાણી વા....ગી....રે....
મૂકી મેં તો કુળની મરજા....દ,
ભ્રમણામાં હું ભા....ગી....રે.... સુતી થી–૧

એજી....ઘોડી ઘોડી નવ રહી ધી....ર,
વિજોગે વેરા....ગી....રે....
શામળાના પૂછું.... સમાચા....ર,
લાજુંને હું ત્યા....ગી....રે.... સુતી થી–૨

એજી...ભટકી હું વનમાં ભેંકા....ર,
લાગે એ આઘી આ....ઘી....રે....
હૈડું થયું હાલકલો....ળ,
(એ) પ્રીતડલીમાં પા....ગી....રે.... સુતી થી–૩

એજી...આંખડીયું 'ફાગ' થીયું અંધી...ર,
લટકાળા સામી લા...ગી...રે...
હરિયે કર્યો જ્યાં લાંબો હા....થ,
ઝબકીને ત્યાં હું જા....ગી....રે.... સુતી થી–૪

❁ ❁

## “ મોહન ક્યારે મળશે ? ”

રગ રસીયાજી મારા દિલડામાં વસીયા. .જી...
આંખ્યાં રઈ જાવરે મોહન રગ રસીયા—એ રાગ

આશા મ દઈ જાવ ઓધા ! ભેળા લઈ જા .. વજી....
મુને કઈ દૈજા...વરે મોહન....ક્યારે મળશે ?—ટેક૦

વેરણુ વગાડી એમાં, હૈડાં વીંધા....ણાં રે (૨)
તનડાની જાણું રે ઓધા ! કેદી ટળશે....જી ?–મુને ૧

છેલીરે સનંધનો ઓધા ! સાદ સુણી....ને રે (૨)
ગોવિંદાનું હૈડું એ તો કેદી ગળશે....જી ?–મુને ૨

અંગડામાં વ્યાધિ, રે' છે મનડું ઉદા....સી રે (૨)
વનનો વિહારી પાછો કે દી' વળશે... જી ?–મુને ૩

' કાગ ' કાનુડો કાળો, દલડાનો ક....ળોરે (૨)
[1]પંડનું બળેલું વા'લો કેદી પળશે....જી ?–મુને ૪

---

૧ પોતાનું

## "રામ રુદન કરે"

જાગોને મનવા ચેતો આતમ રા...મે-એ રાહ

લાગાં રે બાણુ જેને, મુરછાઉં આવી રે....
રુદન કરે રણુ રઘુરા....ઇ રે....
બાર બાર વરસ મોરી, [1]અતમ્યાના પાળનારા....
જાગ જોગંધર મારા જતીં ભા....ઈ રે ...ટેક૦

ચાલતી વેળાએ તારો, હાથ જ સોંપ્યો રે ...
મન થરથરતી તે દી' સુમિત્રા મા...ઈ રે ..
દોડી દોડીને તારા, ખબર જ પૂછશે રે...
શું રે ઉત્તર હું તેને દીસુ એ જા ...ઇ રે....લાગાં-૧

[2]ફફરાં દાનવનાં હજી, વેર છે મા....થે રે....
રણમાં એકલડો તારો રામ ભા....ઈ રે ...
વસમી વેળામા મોરી, જનેતાના જાયા રે....
સવારે કોણ મોરી કરશે સ્હા....ઈ રે....લાગાં-૨

---
૧ આશા ૨ ભયંકર

તપસ્યાઉં કરીયલ, તાતાં પાણીડાં પીધાં રે....
સુખની વેળામાં વેઠયાં દુઃખડાં ભા....ઈ રે...
કોઇ દી' લખમણ! તેં, મારું દલડું દુભાવ્યું નઈ....
વપતની વખતે કાં તું સૂતો આં... ઈ રે....લાગાં-૩

સામું ન જોયું કારે, દલની ન કીધી રે....
જોડી વીખોડી કિયાં ગેતું જા... ઈ રે....
'કાગ' લ કાને રણ, રામ પોકારે રે....
એક વાર મળતો મારું મન હરખા... ઈ રે....લાગાં-૪

 

## " નગણાં સાથે ",

વ્હાણવટી ! બેડલી હોકાજે મારે બેટ જાવું—એ રાહ

નગણાં સાથે રે માનષ કકરાં સા....થે

એ મારા ભોળા મન....

નેડલો કીધો એ તેં તો નગણાં સા....થે.... ટેક૦

તન મન ધન એનેરે, અરપણ કરીયલ, ભાઇ! (૨);

એજીએ...એના રુદામાં નથી તારું આથે—એ મારા–૧

હાથ હલતાં એને, તેં ખૂબ ખવરાવ્યું, એ ભાઇ!(૨);

એજીએ....દામ તો ખૂટયા ને ગીયલ બીજે બાથે—એ મારા–૨

માન વધારી એને, તેં મોટપ દીધી, એ ભાઇ! (૨);

એજીએ....મોટેરે થઇને પગ માંડેલ માથે—એ મારા–૩

'કાગ' જાણેલ નઇ એનાં, એ કાળજાં છે કાળાં, ભાઇ!(૨);

એજીએ ...હળવો થીયલ તું જીવ તારે હાથે—એ મારા–૪

## "આ તકાળે કોણુ આવે ?"

રાગ ઉપનો

કોણુ તો આવેરે બીજો કોણુ આ વે-
હે મન ! આ તકાળે

વ્હાલ વિના બીજો કોણુ આવે ? ટેક

માત ને રે તાત તારા, બાન્ધવ સનેહી, ભાઈ ! (૨),
એજીએ પ્રીતડી બ વાણી બે દી' નઈ એ ખાવે-હે મન-૧

દેહુના રોગ જ્યારે, દોયલા ઊભરશે, ભાઈ ! (૨),
એજીએ .. જમ-ને જોઇને જીવ થરથર થાવે-હે મન-૨

જાવાને હુકમે કોઇની, એ ટાળી ન લાગે, ભાઈ ! (૨),
એજીએ.. છોડીને ધન તર ભલે વૈદ લાવે-હે મન-૩

'કાગ' આસુડા પાડીને, માથા ફૂટશે, ભાઈ ! (૨),
એજીએ. છેટા રહને તુને નગાવે-હે મન-૪

## "કયા કરોં ?"

ભૈરવી–ગઝલ

મિટતી હૈ વો તો આબમે, જો જો લગે ઘર ગાંવમેં;
બુઝતી નહીં મેં કયા કરોં ? આગી લગી દરિયાવ મેં. ટેક૦

કાંપે બડાસા બંગલા તો, થંભ વહાં લે કે ધરોં;
સાતોં તબક જો લર્જે તો, ઇલાજ ફિર મૈં કયા કરોં ? બુ૦–૧

દુશ્મન કિટે આફત નહીં, બદલા ઇસે સમશેરકા;
યાર અપના જો ફિટા, ઇલાજ કયા ફિર વૈરકા ? બુ૦–૨

કુછ ભી રહા જો હોય તો, ફ્લ ફુલ લગતા આખિરે;
જો ઝાડ જડસે ગિર પડા, પાની ઉસીકો કયા કરે ? બુ૦–૩

ઈલાજ હૈ ના મિત્રકા, દુઃખ મૈં અભી કિસકા ધરોં ?
દિલ 'કાગ' કહે લુટાતે હૈ, ફરિયાદ મૈં કિસકો કરોં. ? બુ૦–૪

# "દિલકો ન લગાના"

રાગ ઉપરનો

દિલકો કિસીસે ના લગા, દમદાર વહ કાયમ નહીં,
હર ચીજ મેં દિલ જો લગા, નજદીક વહ આતી નહીં ટેક૦

પ્યાસા પપૈયા પ્યારમેં, વહ ઓન્જલ પીતા નહીં,
યહ ચારકો ફિટકાર હૈ કિ, મેઘકે મનમેં નહીં દિ૦ ૧

ભય મૌતકા ના ભ્રુંગકો, વહ તો કમલમેં જા ફંસા,
પૂછા કમલકો ભ્રુંગ કયા ? તબ તો વહી ખટખટ હંસા દિ૦ ૨

ઔરકો મિલતી ૧મખર વહ, હરિનકો મિલતી નહી;
વહ મરગ મરતા દૌડકે, ઓલે ન વહ ચાલે નદી. દિ૦ ૩

દિલ જો લગા તો 'કાગ' તૂ, નિષ્પાપ ન્યારે નાથમેં;
કેતે ખલકમેં ચલ ગયે, પ્યારે તિહારે સાથમેં દિ૦ ૪

❀ ❀

---

૧. કસ્તુરી

## "તે હું નથી"

રાગ ઉપરનો

આગળ હતો તે હું નથી, સૌ સ્વારથીઓ છેટા ખસ્યા;
વા'લા થઇ જે સાથ વસતા; તે હવે દૂર જઇ વસ્યા. ટેક૦

હું કામનો જ્યારે હતો, બાપુ કહી બોલાવતા,
તે તો મને ત્યાગી ગયા, આંયાં નથી કોઇ આવતા. આ૦ ૧

ઘર બારનો સ્વામિ હતો, સૌ મુખડું નિહાળતા;
તે તો બધા બદલી ગયા, આજ્ઞા નથી કોઇ પાળતા. આ૦ ૨

શું તત્ત્વ મારામાં હતું ? તે તત્ત્વ શું જાતું રહ્યું ?
ના ભાંગતું લોભી હૃદય, સૌના ધક્કા ખાતું રહ્યું. આ૦ ૩

કોઇ 'કાગ' કે' કાયમ વસો, ભાડું કશું લેતો નથી;
સૂનું હૃદય હમણા બન્યું, ત્યા કોઇ પણ રહેતું નથી. આ૦ ૪

# " પાગલ હંસ "

તળાવ સુકાઈ જાય છે. બધાં પક્ષી ચાલ્યાં જાય છે. ફક્ત એકજ હંસ કાંકરી વીણીવીણીને ખાય છે. બીજો હંસ આવે છે તે કહે છે કે.—"તું ગાંડો થઈ ગયો લાગે છે બીજે પાણીવાળે તળાવે ચાલ, જ્યાં લાખો હંસો મોતી ચરે છે." ત્યારે પહેલો હંસ ઉત્તર આપે છે કે:—"જે તળાવે ખૂબ મોતી ખવરાવ્યાં, તેને મૂકીને મારાથી ત્યાં અવાય નહિ. મારા માટે તો આ સરોવરનું હૃદય પણ ફાટી ગયું છે." (પાણી સુકાય ત્યારે કાદવ ફાટી જાય છે.)

રાગ ઉપ-નો

" ક્યોં હંસ તૂ પાગલ ભયા,
ચુન ચુનકે કંકરિ ખાત હૈ ?
યહ તો સરોવર સૂખ ગયા,
અબ ક્યોં ન ઊડી જાત હૈ ? ટેક૦

ભૂખા રહા પિંજર ભયા,
અબ ક્યોં ન માનત હૈ કહા;
સંગી તિહારે ચલ ગયે,
કિસ સ્વાદમેં ઇસ ઠાં રહા ?—ક્યોં–૧

ચલ તૂ હમારે સંગમેં,
લાખો મરાલો જહૈં વસે;

દિલદાર સરકા યાર વહ,
હંસા તભી મનમેં હસે.—ક્યોં–૨

"તુમ ના પિછાનો પ્યારકો,
હમ ના કભી ઇસકો હને;
મેરે લિયે યહ ફટ ગયા,
વહ છોડના કૈસે બને?—ક્યોં–૩

મોતી વ ખાને કો દિયે,
પાની જિગ્રીકા મૈં પિયા;
જબ 'કાગ' ઉસકો છોડ દૂંગા,
ના રહે મેરા જિયા—ક્યોં–૪

❧ ❧

## "કૈદી ભયા"

ગગ ઉપરનો

[1]ઐદી ભયા ઈનસાન તૂ!
વે દિન તિહારે ચલ ગયે,
ઘરબારકા કૈદી ભયા,
શિરપે મફેદી છા ગયે —ટેક૦

જાતે સભી જમ હાથમે,
આતા નહી તવ ખ્યાલમે,
નાદાન જગ છોડા નહી,
દૌડા ફિરે જંજાલમે —ઐદી૦ ૧

ચલતે થે જિનકે દમ ભરે,
વે ભી અચલ નાહી રહે,
ના જિંદગીકી કલ પરે,
પલપલમે વહ ઘટતી રહે —ઐદી૦ ૨

---

૧ આળસુ

સમશાનકો સોથા નહીં,
ના તો કભી તોપા લિયા;
ચલતા હૈ જાને કે લિયે,
હમકા ભરોસા કયોં કિયા ?—કૈદી૦ ૩

આલમ સભી જો ચલ રહી,
કયોં આત ના તેરે હિયે ?
બેગમ વહી બેગમ નહીં,
અય 'કાગ' તુમ બે ગમ[2] ભયે —કૈદી૦ ૪

૨. બેફિકર.

## "આફત આવી પડે છે"

ઉત્તમ કુળને ભગેમે ગ્રહીશ મા–એ રાગ

આતમ આફત, આવી પડે છે.... ટેક૦

નૃપતિ હરિશ્ચંદ્ર, નીચ બનેલો (૨);
ભૂમિ પતિને પણ, ભાગ્ય નડે છે....(૨) આતમ૦ ૧

માન દઈ જેને, મહિપતિ ચાહે (૨);
લોગે કરમને, એઠી જડે છે....(૨) આતમ૦ ૨

અરજુન સંગે, અબળા લુંટાણી (૨);
ભારત છત્યું એને, ભાગવું પડે છે....(૨) આતમ૦ ૩

સુખ ગયું ને ભલે, સંકટ આવે (૨),
રમત હરિની એમાં, 'કાગ' શું રડે છે?..(૨) આતમ૦ ૪

× × ×

## "માઠા સમાચાર"

સોરઠની સંપત્તિ સમાન ગીર પ્રદેશમાં શ્રી. તુલશી-શ્યામનું ધામ છે. ત્યાં મારા એક સાધુ મિત્ર હતા. તે મધ્ય હિંદુસ્તાનના હતા. કર્મજોગે મારે તેમની સાથે બહુજ મિત્રતા બંધાણી હતી મારાથી નાનો ભાઈ સંવત્ ૧૯૮૩ ના જેઠ મહિનામાં ગુજરી ગયેલ તેનો અગ્નિ હજુ બળતો હતો ત્યાં તો તે પછી ત્રીશ જ દિવસે તે જુવાન તપસ્વી ગુજરી ગયાના સમાચાર મને રાતે ભજન ગાતી વખતે મળ્યા. પ્રભુનાં ભજન રહી ગયાં અને—

'અગની હતી મારા ઉરમાં ઘણી, ત્યાં તો
સાંભળ્યા માઠા સમાચાર રે'....એ ભજન ચાલ્યું.

સોરઠો

અંતરમાં બળતી આગ, અધ ઘડીએ ઓલાતી નહીં;
(ત્યાંતો) જો ઝોકી જગ તાગ, આજ બાવે બાથ ભરી

ભજન

જાગજોરે તમે ચેતજોને રે છેલી સરઁધનો પોકારરે—એ રાહ

અગની હતી મારા ઉરમાં ઘણી ત્યાં તો—
સાંભળ્યા માઠા સમા....ચારરે....
શામનો પૂજારી એક સ્વામિ હતો એ મારા—
આતમ રામનો આ....ધારરે.... ટેક૦

## "આફત આવી પડે છે"

ઉત્તમ કુળને ભજ્ગ્રામે રહી। મા એ ગગ

આતમ આફત, આવી પડે છે ટેક૦

નૃપતિ હરિશ્ચંદ્ર, નીચ બનેલા (૨),
ભૂમિ પતિને પણ, ભાગ્ય નડે છે (૨) આતમ૦ ૧

માન દઈ જેને, મહિપતિ ચાહે (૨),
જોગે કરમને, જેદી જડે છે (૨) આતમ૦ ૨

અરજુન સંગે, અબળા લુંટાણી (૨),
ભારત છત્યુ એને, ભાગવુ પડે છે (૨) આતમ૦ ૩

સુખ ગયું ને ભલે, સંકટ આવે (૨),
સમત હરિની એમાં, 'કાગ' શું રડે છે? (૨) આતમ૦ ૪

× × ×

ભૂંડાંરે લાગે મુને ભવ જળ ખારાં ને,
　　વિશ્વ તો થીયલ છે વનરાય રે....
સાન કરીથી એમાં સમજ્યો રે નઈ એનો,
　　ઘટડામાં લાગલ ઊંડા ઘાય રે....અગની૦-૬

નાનેરીયાને તું તો નજરુમાં રાખજે રે,
　　એ પણ ગીયલ છે મનખા ત્યાગરે....
ગોવિંદની પાસે જોગી પોગી ગયો ને તું તો,
　　કે'માં લોભાણો ભૂંડા 'કાગ' રે....અગની૦–૭

❊ ❊

સોમીની કોઇ દી' આપણો મેળાપ નોતીને,
કેવુ બાન્યુ આ કન્તૂતરે
નમીબને જોગે મુને નેડલો લગાડીને તુ,
એકને ગીયન છો અબધૂતરે અગની૦—૨

જાવુ રે નો'તુ હમણા બાઝુડા જોગી'તુ તો,
વચમા હતો બાળો વશરે
પન્દેશી પખી¹ મુને પ્રીતડી લગાડીને તે,
પરીયાણુ કીધા જઇ પન્દેશરે અગની૦—૩

ગમનુ અમુને તુ તો રટણ કરાવતો ને,
હેત બાધ્યાથા ભેગા હાથરે
મકટ પડચે તુ તો દોડતો ચોપથી ને,
છોડી કા દીધો એ માગે સાથરે અગની૦—૪

જોગ જમાવેલ તે તો બાઝુડા જોગી ને,
¹સુ સુ બાધવ એ તારુ મનરે.
વિપત્ત ²અમારી તુને વસમી એ લાગી તેથી,
ત્યાગી દીધવ તે તાચલુ તન રે અગની૦—૫

---
૧ મારી સાથે ૨ અમારી

એજીએ....કૂડના જે કાચા સ્વામિ....વેણુના જે સા....ચા રે....
જીવન ભજ્યાને જેણે ટાળેલ ×જાડયું રે...
ધરણી ડોલે પણ એમની ! ધારણા ન ડોલે ને...
નેહનીઉં ભરેલ છે એમની અંતિર નાડયું રે.... મળજોરે–૩

એજીએ... કામનાને વેગે જેનાં....કાળજાં વીંધા....ણાં રે....
રુદીયો ન હરખે ભલે હોય રુડા રે....
કાળા કરસનજી એ છે માગણી....ભવોભવ....
'કાગ' ન મળજો એવા નર જે કુડારે . મળજોરે–૪

۞ ۞

---

×જડતા

## "મનના માનેલ"

જાગોને મનવા તમે ચેતો આતમરામ!
દેખો નજર પાછળ ફેરી રે—એ સહુ

મળજો રે મળજો મારા... મનડાના માનેલ રે...
જેનાં નેણમાં આથાં નૂર વરસે રે...
હરિએ ભજનમાં મુને...હેત કરા...વેને...
તેને જોવાને મારો રુદીયો, તરસે રે... —ટેક૦

એજીએ... કૂડાં માયાનાં જેણે...બંધન કા....પ્યાં રે...
મનમાં નથી જેને...મારું તારું રે...,
આતમ રામનીઉં જેને...થીયું ઓળખાણયું ને...
દલમાં એ લાગલ એને ભવજળ ખા....રું રે... મળજોરે—૧

એજીએ .. અંતરમાં જેને....ઝાઝાં અંધા....રાં રે...,
દેયુંમાં અસતના જેને પડીયલ ડા....ઘા રે...,
દુઃખિયાંને જોઇને જેનાં... દલડાં દુભાણાં નઈ....
આતમઘાતી એવા રે'જો આ....ઘા રે.... મળજોરે—૨

ઓછો–'કાગ' કુમત તું તારી....દૂર કરી દેનેરે....
ખોટ વણજમાં તુને ખૂ....બ લા....ગીરે....
કાળા કરસનજી તણું....રટણ કરી લે તો...
સે' આ ભવની તારી જાય ભાં....ગીરે.... મમતાળુ–૪

❁ ❁

## "મમતાળુ મન"

રાગ ઉપરનો

એજીએ—મમતાળુ મનવા મારા...પાણીડાંને મથમાંરે ....
એમાંથી કાંઇ નઇ તોરે હા....થ આ... વે રે....
મોંઘામૂલી કાયા...કાલ પલ... ટશે ને ...
ફેરો એ તારો એમાં નઇ ફા.. વે રે.... ટેક૦

એજીએ—બાજીગરે તારી એ... નજરૂ ને બાંધી રે..
સાચુ ખોટુ તુને કાંઇ ન સૂ....ઝે રે..
જાગીને જોઇલે માગ....જનમ મ ગા...થી રે....
એકલી' ડોલે પણ તુને કાંઈ ન બૂ...ઝે રે... મમતાળુ–૧

એજીએ—આજકાલ કરતાં તારો....વાયદો આવ્યો રે....
ખાઉં ખાઉં કરતો માથે કા ...ળ ઘૂં....જે રે...
ધોળીયુ ધજયુ તારે... અંગડે ફરૂ....કીયુ ને....
ગઢપણ આવ્યુ તારાં ગાતર ધ્રૂ... જે રે.... મમતાળુ–૨

એજીએ—ભોગવ્યા તેં ભોગ ઝાઝા... જુના ભેરૂ રે....
તૃપતી થઇ નઈ લોભી તોય તુ... નેરે....
નિતનિત નવા નવા....વિષય વધે . છે ને ...
માયલા સમજ હવે તાર તુ.. ને રે.... મમતાળુ–૩

## "ઠરવાનું ઠામ"

મારો વાલમ જુવો હાલ્યો જાય જી જી શામળીયાં
ઓલ્યાં કોઇ કરીનેરે—એ રાગ

એ મારી દેહુંને તું ઠરવાનું ઠા....મરે....
મારા અંગડાના આતમરા...મ જી....
જી પાંડવના ભેરુ...હું કેમ વીસારૂં રે.... ટેક૦

ધ્રૂજતી થર થર ધ્રૂપતી....
અબળા કર્યાં ઉચા....૨;
ત્રણ્ગે ગાઉથી ત્રીકમા....
એ તે દી' શામળીયા તેં... લીધેલ સા....રજી....જી—પાંડવ૦ ૧

સાગર દળ કૌરવ તણાં,
ભીષ્મ ચડ્યા ભારા....થ;
વૃત્ત તજીને ચીઠલા....
એ તે દી' હરિ લીધું ...પૈડું તેં હા....થ જી...જી—પાંડવ૦ ૨

બાળા ભગતને બે' બહુ....
પિતા કોપ્યો વણપા...૨;
નરસંગ થઇને નાથજી....
એતે તો દીધલ વા'લા ...થંભમાં દિદા. .૨ જી....જી—પાંડવ૦ ૩

'કાગ'ને ન વીસાર્યે કોઈ દી'....
એક *'તો-શું બાધો તા....૨;
કાળા કરસનજી તું વન્યા....
એ મારે એકે બીજો... ન મળે આધા....૨ જી....જી—પાંડવ૦ ૪

✿ ✿

* તારી સાટે

# " સાગરમાં બેડલી "

શહ ઉપરનો

તેદી ભજનું'નાં ભાન ભૂલાય....ય રે....
ભેળી આતમની ઓળખાણ્યું' જાય જી....
જી સાગરમાં જે દી'....આ બેડલી રૂ'ધાશે રે....ટેક૦

તનનો સઢ તો તૂટશે...
પછે કોણુ ચડાવવા જા....ય;
દરદ વમળમાં ડગમગ થાશે....
એ તે દી' વા પણ [1]નત....રેટા વાય જી....જી–સાગરમાં૦ ૧

સુકાન ને ચાળવનારો....
મન થકી મૂંઝા....ય;
ટંડેલ દેયુ'નો તે ઘડી....
એ મારો આતમ રાજા....ખઉઅકળા...ય જી....જી–સાગરમાં૦ ૨

મોહ મહા દરીયા મધ્યે...
લઈ - જઇને હરખા....ય;
અવળા કર્મનાં જળ થકી....
એ જે દી' રાધાવર....કંઠરા રૂ'ધા....ય જી....જી–સાગરમાં૦ ૩

---
૧ ખૂબ જોરવાળા.

" સાગરમાં બેઠલી ".. . ........... .. ......૧૦૭

મારા કરમની શામળા....
ભોમી નહિ ભળા....ય;
કાળા કૃષ્ણજી 'કાગ'ની....
એ તે દી' બેલીડા તું....પકડયે બાં....ય જી....જી–સાગરમાં૦ ૪

 

# "મનડું ન માને"

એજી રે લાખા! તારા રે મ્હેલોમાં અત્તર મ્હેકે જી—એ રાગ.

એ જીરે બાપુ! મનડું ન માને એને કેમ મનાવું...જી....
એ તો દૃઢતા વિનાનું જ્યાં ત્યાં ઘો...ડે...હાં....
એ જીરે બાપુ! સાચાની સંગાથે સુને વેર બંધાવે....જી....
પ્રીતડી મૂરખ સાથે જો...ડે...હાં.... ટેક૦

એ જીરે બાપુ! અમૃત છોડી એ તો વિખડાં આરોગે. .જી. .
તેમ કોઈનું ન માને કે'...વે...હાં...
એ જીરે બાપુ! કરમહીણુ કેરી તણો ત્યાગ કરીને....જી....
એ તો *આકોલીયાંને એ...વે...હાં ...એ જીરે બાપુ! ૧

એ જીરે બાપુ! એકાંતે બેસીને જ્યારે હું હરિને આરાધું. જી..
ત્યાં તો દેશ વિદેશે જઈને ડો...લે...હાં....
એ જીરે બાપુ! વેણુના પરમારથમાં એ મુનિવૃત્ત ધારે....જી....
પાછો રુદીયો અભાગી સાથે બો...લે...હાં ...એ જીરે બાપુ! ૨

*આકડાંનું ફૂલ

એ જીરે બાપુ! વિષય તણો છે એને સંગરો વધા....રે જી....
અને દેવને કહ્યાં દરસા....વે....હાં....
એ જીરે બાપુ! આનંદના વખતમાં મુને કરે ઉદા ..સી જી....
અને રોવાને અમે તો હસા... વે....હાં....એ જીરે બાપુ! ૩

એ જીરે બાપુ! કરજે ભજન એનો ભરોંસો ન કરજે...જી....
અને દુઃખ તો અનાથુના હરજે....હા ..
એ જીરે બાપુ! 'કાગ'રે વૃત્તિનો તમે ત્યાગ કરીને....જી....
ધારણ હંસ તણી ધરજે... હા...એ જીરે બાપુ! ૪

## “આત્માને ભ્રમ”

રાહ ઉપરનો

એ જીરે બાપુ! ભોળા આતમને એક ભ્રમ એ થીએલ છે....જી....
એ તો ઉજળું દૂધ જ ભા....ળે....હાં...
એ જીરે બાપુ! મીઠપું મટીને ઝાઝાં વિખડાં વધ્યાં છે....જી....
તોય લાગી રહ્યો મેઘ લા....ળે....હાં....ટેક૦

એ જીરે બાપુ! જેની રે આંખ્યું'માં અમીરસ ઝરતો....જી....
ત્યાં તો વિખડાં હળાહળ વરસે હાં....
એ જીરે બાપુ![1] આગુની હતી તે સંભાળી ઓળખા....ણ્યું....જી
તોય હૈડું તેને દેખીને હરખે....હાં....એ જીરે બાપુ! ૧

એ જીરે બાપુ! નદીયું'ના નીર જ્યારે સાગરમાં સમા....ણાંજી....
એનો અનુભવ કરો તો લાગે ખારું....હાં....
એ જીરે બાપુ! મીઠાં રે કરીને એ પાણીડાંને પીવા....જી....
હવે મફત મથે છે મન મારું ....હાં....એ જીરે બાપુ! ૨

---

૧ આગળની.

એ જીરે બાપુ! ²દેવવૃખ ધારીને જેનો મંગડો કરીયો....જી....
ત્યાં તો બાવળ બને અણધા ...યું...હાં....
એ જીરે બાપુ! હાથ નવ આવે એવા ખેલ છે હજારું...જી....
તોય મનડું રટે છે મારું મારું... હાં....એ જીરે બાપુ! ૩

એ જીરે બાપુ! આપણે પૂરવની મળી છે ઓળખા....ણ્યું જી....
તુંને સતનો ઉપાસી મેં જા ણ્યો. હાં..
એ જીરે બાપુ! ગળી રે છછુંદર જેમ મરપ ઘેરા. ..ણો.. .જી ..
એમ મનથી હું 'કાગ' મૂઝાણો. હાં .એ જીરે બાપુ! ૪

❀ ❀

² કલ્પવૃક્ષ.

# "સાદ સાંભળજે"

ભજનનો વેપાર ધણી તા। નામનો આધાર
૨ મન ભજનનો વેપાર—એ રાહ

સાભળ્યે તુ સાદ પ્રભુ ! તુને ક્યો નડે છે બાધ?
સજના ! સાભળ્યે તુ સાદ—ટેક૦

પે'લી દ્વૈત દલતાને પકડુ,
વાધે યુગ વિવાદ (૨)
મોહન તારી મોહ માયા મુને (૨)
મૂકાવે મર્જાદ સરવા૦ ૧

કામના બહુ જોર કરતી,
ઉર કરે ઉન્માદ (૨)
અમૃતમા વિષ ભેળીને આપે (૨)
એવી છે ઉન્તાદ સજના૦ ૨

## "આવશે"

રાગ ઉપનો

આવશે નિરધાર, એ છે નોધાગનો આધાર—
ધણી તારો આવશે નિરધાર જી .. ટેક૦

ચિત્ત ગચ્ચે માવ માથુ,
તે રૂપી તરવાર જી (૨),
મોહ મનનો મારજે પણ ..
હિંમત કોઈ દી' ન હાર—ધણી૦ ૧

મત ઘણાનું મથન કર મા,
ઉંડુ દલ ન ઉતાર જી... (૨),
પ્રથમ જીવ જેણે પ્રગટીયા, એનો (૨) ..
પ્રેમેથી કરજે પોકાર—ધણી૦ ૨

માફ કરશે ગુના માલિક,
મર કર્યા વણુપાર જી . (૨),
(પણ) કાગા કામા ભૂલી જાજે, અને (૨) ...
હવેથી રે'જે હોશિયાર—ધણી૦ ૩

રૂડું તારૂં રૂપ સમજીને,
ચોપે લેજે એની સાર જી....(૨),
અનાથુ ને આપજે, પણ (૨)....
આણીશ મા અહંકાર—ધણી૦ ૩

રાત-દી' એનુ રટણ કરજે,
એ છે ખૂબ ઉદાર જી.. (૨),
'કાગ' તુ કલપાત કર મા (૨) ...
[1]કોઠે રાખ કરાર. ધણી૦

ॐ ॐ

૧ હૃદયમાં.

## "અંધારાની વાટે"

મને માથે લેતા જાજો બોગા ભરથરી—એ રાહ
(એજી) દોયલા જમડાની આથે,
વસમી અંધારાની વાટે (૨),
એવો ઊપડ્યો અમૂરો લોભી આતમો—ટેક૦

કાળનાં નગારાં બાપુ! ગડહડ્યા,
ધ્રૂજ્યો જીવડો અધમી (૨),
હાકલેં રાજા હાલી નીસર્યો,
કે'વાતો દુનિયામાં કર્મી (૨). એવો ઉપડ્યો-૧

દલડા ભીતર ઘોડાં દડવડ્યાં,
હૈણત લાગી મોટી હીકે (૨),
આશા રે ભર્યો ઊડી નીકળ્યો,
થર થર થીઓ એની બીકે (૨). એવો ઉપડ્યો-૨

કાયાં રાણી કે' "સ્વામી! ક્યાં હાલ્યા ?
મૂકી દીધી કેમ માયા ? (૨),
અમુને અગમમાં પરન્તળશે,
હેત કરી જુગત હસાયા (૨)" એવો ઉપડ્યો-૩

સુકૃતના ગઢ બાપુ! ચણાવજો,
તો કાંઈક થીરતાયું થાશે (૨),
'કાગ' છે ઝપાટો સાથે કાળનો,
એક દી' પાટણ પલટાશે (૨). એવો ઉપડ્યો-૪

## " બંગાળાનો રાજા "

ગોડ બંગાળાનો રાજા ગોપીચંદ ન્હાવા બેઠો છે. રાણીયું અંગ ઘસે છે, મ્હેલ પરથી માતા " મીનાવતી " દીકરાનું શરીર જુવે છે, તુરત તેની આંખમાં આંસુ આવે છે. તે આંસુ ગોપીચંદના વાંસા પર પડે છે. રાજા ગોપીચંદ જુવે છે તો માતા રુવે છે. " માતાજી શા કારણથી રુદન કરો છો ?" ગોપીચંદે પૂછ્યું. ઉત્તરમાં થોડીક જ વાત માતા કરે છે. " બેટા ! તારા બાપનું શરીર બરાબર તારા જેવું જ હતું. એને તો મેં મારા હાથે સળગાવી દીધું."

રાજ્યવૈભવમાં 'મરી જવું છે,' એ વાતનું ભાન ભૂલેલા ગોપીચંદને તુરત જ્ઞાન થાય છે અને રાજ્યપાટ છોડી, ચાલી નીકળે છે.

રાહ ઉપરનો.

ઢાકા બંગાળાનો રાજા, ગોંડ બંગાળાનો રાજા;
એવી લીધી રે ફકીરી રાજા ગોપીચંદ. ટેક૦

નાવણું કરે ને નારી અંગ ઘસે,
જળમાંય અત્તર વલોયાં (૨);
ઉનાંરે આંસુડાં અંગ પર પડ્યાં;
" માતુ ! તમે કિયે દુઃખે રોયાં ?"—એવી લીધી૦ ૧

"આવી દેયું હતી રે તારા તાતની,
　　જઇ સમસાણે પરજળી (૨);
દેયુંના ભરોસા નથી, દીકરા!
　　ઘણું મેં તો જોયું છે નિહાળી (૨). એવી લીધી૦–૨

બુરો આ સંસાર, મારા બેટડા!
　　બુરો નર ભજન વિનાનો (૨);
ઉરમાં એંકાર, બેટા! અતિ બુરો,
　　બુરો દંભી જે દાનો (૨). એવી લીધી૦–૩

બુરું રે બંધન છે જી લોભનું,
　　તનડાને ઘણું તરસાવે (૨);
જીવતાં નરક એને જાણજે,
　　મૂવે મુગતી નવ પાવે (૨)." એવી લીધી૦–૪

માતાની શીખામણ મન ધરી,
　　હાથ જોડીને હરખાયો (૨);
એને એ સમે ઊઠી નીકળ્યો,
　　જંગલમાં અલેક જગાયો (૨). એવી લીધી૦–૫

એક રે ઘડીમાં ઉપદેશ લાગ્યો,
　　ભલા એ તો નર ભાગ્યવાળા (૨);
કઇ રે સંપત તુને ગળે પડી,
　　કોણે તુને રોક્યો 'કાગ' કાળા? (૨). એવી લીધી૦–૬

❀　❀

## "પ્રભુ પૂછશે"

તારો વીવા કરવા ટાણે, વળજે, લખધીર ! વરાણે—એરાહ.

વા'લા તે દી' ધ્રૂજશે વાણી....
પ્રભુ તુને પૂછશે પ્રાણી.... —ટેક૦

આંખ દીધી એને ઓળખવા—
વળી શુભ જોવાને કા....જ (૨);
એ....દોષ જોયા દુનિયા તણારે તેં તો,
એવું કર્યું અકાજ—
સદા રીયો નેણ ચડાવી....
નિરમળતા આખમાં ના'ની ... વા'લા૦-૧

કર દીધા તુને સુકૃત કરવા—
દીનને દેવા દા... ન (૨);
એ....ભજીયા નહિ ભગવાનનેરે તેં તો,
ઝાઝા લીધેલ ! જાન—
હાથે હરામ તેં ચાખ્યાં....
માળા સાથે રૂસણાં રાખ્યાં.... વા'લા૦-૨

## " ફકીર "

ભજનનો વેપાર, ધણી ! તારા નામનો આધાર
કર મન ભજનનો વેપારજી—એ રાહ.

એનુ નામ ફકીર—જેની મેરૂ સરખી ધીર—
જગમાં એનું નામ ફકીરજી.... ટેક૦

મનમાં ન મળે મારૂં તારૂં,
અંતરમાં અમીરજી....(૨),
મો મો નદીયું ઉર સમાણી (૨)....
સાગર જેમ ગંભીર— જગમાં૦-૧

સ્વર્ગનું પણ નહીં ચાહે,
સુખ નિજ શરીરજી....(૨),
પરમન મનથી ભોગવે પોતે (૨)....
દુ:ખી જનની પીડ. જગમાં૦-૨

અંતર ઉજ્જ્વળ આતમ એનો,
ગંગાજીનાં નીરજી....(૨);
આજ આવ્યું ભોગવી લ્યે (૨)....
આગળની ન અધીર. જગમાં૦-૩

અંતરમાં એને [1]ભભક આવે,
સબળ જેને શિરજી....(૨),
હોય મર એ નર હરામી એને (૨)...
કરે પલમાં પીર જગમાં૦—૪

વિપતથી વણસે નઇ એનું,
સંતોષી શરીરજી....(૨)
'ફાગ'ને એ કાયમ મળો જેનાં (૨)....
દિલ નહીં દિલગીર જગમાં૦—૫

૧ મોજ.

" આવી દેયું. હતી રે તારા તાતની,
જઇ સમસાણે પરજાળી (૨);
દેયુંના ભરોંસા નથી, દીકરા!
ઘણું મેં તો જોયું છે નિહાળી (૨) એવી લીધી૦-૨

બુરો આ સંસાર, મારા બેટડા!
બુરો નર ભજન વિનાનો (૨);
ઉરમાં એંકાર, બેટા! અતિ બુરો,
બુરો દંભી જે દાનો (૨) એવી લીધી૦-૩

બુરું રે બંધન છે જી લોભનું,
તનડાને ઘણું તરસાવે (૨);
જીવતાં નરક એને જાણજે,
મૂવે મુગતી નવ પાવે (૨)." એવી લીધી૦-૪

માતાની શીખામણ મન . ધરી,
હાથ જોડીને હરખાયો (૨),
એને એ અમે ઊડી નીકળ્યો,
જંગલમાં અલેક જગાયો (૨). એવી લીધી૦-૫

એક રે ઘડીમાં ઉપદેશ લાગ્યો,
ભલા એ તો નર ભાગ્યવાળા (૨);
કઇ રે સંપત તુને ગળે પડી,
કોણે તુને રોક્યો 'કાગ' કાળા? (૨) એવી લીધી૦-૬

ઋ ઋ

## "પ્રભુ પૂછશે"

તારો વીવા કરવા ટાણે, વળજે, લખધીર ! વરાણે—એ રાહ.

વા'લા તે દી' ધ્રૂજશે વાણી....
પ્રભુ તુને પૂછશે પ્રાણી... —ટેક૦

આંખ દીધી એને ઓળખવા—
વળી શુભ જોવાને કા....જ (૨);
એ....દોષ જોયા દુનિયા તણારે તે તો,
એવું કર્યું અકાજ—
સદા રીયો નેણ ચડાવી....
નિરમળતા આંખમા ના'વી... વા'લા૦-૧

કર દીધા તુને સુકૃત કરવા—
દીનને દેવા દા..ન (૨),
એ....ભજ્યા નહિ ભગવાનનેરે તેં તો,
ઝાઝા લીધેલ, જાન—
હાથે હરામ તેં ચાખ્યાં....
માળા સાથે રૂસણા રાખ્યાં... વા'લા૦-૨

જીભ દીધી જપવાને રામ—
દે'વાને આદર દ' નું (૨),
એ વેણ ધરી ગળા વાઢીયા એ તારાં,
જીભ કરી જીવ લેણું—
એને હુગમ ચખાડયુ
બીજાનુ ભુડુ ભગાડયુ વા'લા—૩

ઓચિંતાના જમ આવશે ત્યાર—
દે'વા નઈ દે રાત (૨),
એ આજ બપોરે સાચવી ને વળી,
પ્રેમ કરી પરભાત—
હેઈ મન ભજ હરિને
હૈયા મધ હામ ધરીને વા'લા—૪

કામ ક્યાં તેં કોપ કામણ—
જીવ હવે તું જાગ (૨),
એ...એક દી' તારે ઊડવુ જોશે,
કાઢ કરી લેને 'કાગ'—
તારા માફ કરશે ગુના
કૃપાળુ નાથ કેદુના વા'લા—૫

✿ ✿

## "ઊંઘ કયાંથી આવી ?"

દુઃખડાં દીયે છે દાડી દાડી, કાનુડા ! તારી મોરલી રે,
મને દુઃખડાં દીયે છે દાડી દાડી—એ રાહ.

ઊંઘ કીયાંથી તુને આવી: જગતમાં થોડા જીવણાં રે;
નર ઊંઘ કીયાંથી તુંને આવી. ટેક૦

ધૂન ધંધાની તુને અનહદ લાગી,
તેં કૈંકને લીધાં ફસાવી;
રદીયામાં કોઇ દી' એનું રટણ કર્યું નઇ,
આતમ ઠેઠ અટકાવી જગતમાં૦—૧

સારપની રે તું તો ખૂબ સુવાસી તે;
જગતમાં લેજે જમાવી;
પાપનું મૂળ જે પે'લું હુંપણું એને તું,
ઉરમાંથી દેજે ઉડાવી. જગતમાં૦—૨

પરદેશમાં કોઇનો ભરોંસો ન કરીએ,
નિદ્રાને દેજે નસાવી;
દુઃખડાં એ વેઠીને મૂડી કરી એને,
તસગર જાશે ઉઠાવી. જગતમાં૦—૩

ખેલરે જોજે તુ તો ખરા રે ખરીનો રે,
લગની એ 'કાગ' લગાવી;
નાટક જોવું તેમાં નિંદ્રા ન લેવી એ,
ગાંઠનું ગરથ ગુમાવી. જગતમાં૦ ૪

## "વ્યાધિનો વેપાર"

લઇ લે તું ભાતાં કેરો ભાર, જીએ જેસલ રાજા—
એક દી' જવું છે ભવપારજી—એ રાગ

હું કેમ ઉતરૂં ભવપાર, જીએ ગોકુળવાળા!
એ અંગડે વિયાધીનો વેપાર જી....ટેક૦
હરદા રૂપી હાટડીમાં, ભરીયલ પાપનો ભાર જી,
રાત દી' મનડું મારૂં એમાં રમે છે, વા'લા!
તનડાનો લાગલ તેમાં તા....ર જી....જીએ ગોકુળ૦ ૧
અવગુણ પારકા ખુબ ખરીદ્યા ને,
હઇડામાં રાખ્યા હજાર જી;
રાંકને રેળાવાના દાણા તણો, વા'લા!
કફરો ભરીયો કોઠા....ર જી... જીએ ગોકુળ૦ ૨
લોભની વણજમાં કંઇકને લૂટેલ, .
ધોળે [1]દિસાળે ધરાર જી;
માયાવી જીવડો મારો કોઇનું ન માને,
એને આંધી ચડી ...છે અપા. .ર જી...જીએ ગોકુળ ૩
વેપાર ભાંગે મારો વ્યાધિ તણો,
એવી કરજે કૃપા કિરતાર જી;
'કાગ' રટણ હું તારૂં કોઇ દી' ન મેલું,
તુને રાખું સ્હીયા....મોઝા....ર જી....જીએ ગો૦ ૪

✿ ✿

૧ ધોળે દિવસે.

## " મધ્ય દરીયે "

રાગ ઉપરનો

સઇવધ ઊતરે પેલે પાર, જીએ ગોકુળવાળા !
એ બેડલો સાગરીયા મોઝારજી.... ટેક

તૃષ્ણા તણા–એમાં તોર કરીને રે,
ઉછળે છે લોઢ અપાર જી;
જાજરાં છે પાટીયાં ને જોખમ ઘણું,
આજ મોરી નાવલડી છે નોધા...રજી... જીએ ગો૦ ૧

મે'લ મનડારો ભમરી છે મોટી ને,
વમરે ચડેલ છે અણવાર જી;
ઉંચો આભ નીચે અનગળ પાણી,
મારું હઇડું પામી ગ્યું છે હા... ર જી....જીએ ગો૦ ૨

હાણ એ લાભ તણો વાવડો હાલ્યોને,
અવળો નોધારાના ઓધાર જી;
ભેંકર કામ રૂપી મઘર ભમે છે મુને,
એની છે બીક અપા... ર જી....જીએ ગો૦ ૩

લોઢના ઝપાટામા ડોલવાને લાગ્યું,
'કાગ'નું વા'ણ [1]કિરતાર જી;
કાળા કરશનજી તું છેસી સનધનો, વા'લા !
સાંભળજે રે પોકા....ર જી....જીએ ગો૦ ૪

---

૧ કઇ રીતે.

" ફકીર "

ભજનનો વેપાર, ધણી ! તારા નામનો આધાર
કર મન ભજનનો વેપારજી—એ રાહ.

એનું નામ ફકીર—જેની મેરૂ સરખી ધીર— ટેક૦
જગમાં એનું નામ ફકીરજી....

મનમાં ન મળે મારૂં તારૂં,
અંતરમાં અમીરજી... (૨),
એ સો નદીયું ઉર સમાણી (૨)....
સાગર જેમ ગંભીર— જગમાં૦-૧

સ્વર્ગનું પણ નહીં ચાહે,
સુખ નિજ શરીરજી... (૨);
પરસન મનથી ભોગવે પોતે (૨)....
દુ:ખી જનની પીડ. જગમાં૦-૨

અંતર ઉજ્જ્વળ આતમ એનો,
ગંગાજીનાં નીરજી....(૨);
આજ આવ્યું ભોગવી લ્યે (૨)....
આગળની ન અધીર. જગમાં૦-૩

અંતરમાં એને [1]ભલક આવે,
સબળ જેને શિરજી....(૨);
હોય મર એ નર હરામી એને (૨)...
કરે પલમાં પીર જગમાં૦-૪

વિપતથી વણસે નઇ એનું,
સંતોષી શરીરજી....(૨)
'કાગ'ને એ કાયમ મળો જેનાં (૨)....
દિલ નહીં દિલગીર. જગમાં૦-૫

 

[1] મોજ.

## "ગોપીયુંને ગમતું નથી રે ગોકુળમાં"

એજી મારૂં નથડું ખોવાણું આરતમા, હું બાટવામા-
જાહેર કરૂ રે પોલીસમાં—એ દીચનો રાહ

એજી અમારો જીવ ગીયેલ છે જદુકુળમાં રે,
ગોપીયુ ને ગમતુ નથી રે ગોકુળમાં ટેક૦

હાય આલીને હરિએ હડસેલ્યાં–
પ્રભુ ગયા છે દ્વારાપુરમાં (૨),
એજી... ભાવ અમારો ભૂલી ગયા ને હવે,
કાન રમે છે નૃપ કુળમા રે ગોપીયુને૦-૧

ત્રઠ શીતળ જમુના તણો, ઓધા–
આગ લગાડે છે ઉરમાં (૨),
એજી....સંસાર કેરું સુખ છોડીને અમે,
વાસ લીધો છે વિયાકુળમાં રે ગોપીયુને૦-૨

આભૂષણ બધાં દીધાં ઉતારી–
પ્રેમ નથી પટકુળમાં (૨),
એજી....માતપિતાનો મોહ મૂકીને હવે,
થિર રે'તું નથી આ મૂળમાં રે ગોપીયુને૦-૩

જેની આગળ કઈયિં રે....અમ તણી હાં....સી કરે....રે....
ખોલું કિયાં રુદીયા કેરી ખા....ણ;
'કાગ'ને બોલાવો રે....સંગડે સુવાતું ત....ર્ણ રે....
ધાર્યો તુને દેશું તણો રે સુકા...ન—એવો૦-૪

 

# " આતમનો ઉડાપો "

અભિમાની બોલે રે.. એના શીધા ચો...ન્તા ..રે એ રડ
એવો આતમનો ઉડાપો રે....મારા મનનો મુંઝાપો રે...
એ....કોને બાપુ ! કેને કઈયે....રે.... —ટેક
એવા નર સંગાથી રે ...આઘા જઈને આ....ળસે...રે...
તેની મારા તનડામાં તાણાવા....ણુ;
પરદેશે મૂકી રે....એકલડા એ પાછા ફરે....રે...
ક્યાંયે નો'ય આપણી કોઈ...ઓળખા....ણુ—એવો૦૧
મધ રે સાગરીયે રે... બાપુ ! અમે જઈ એ ચડ્યા ...રે....
કેમ જોગે ટરેલ ગીયો...જગ છો....ડ;
કઈ દશ હાંકુ રે...મારા જીવ રૂપી જાં'જને....રે....
મુને વીયાં થઈ એ ગીયો 'દશમો ...ડ—એવો૦૨
પરવશ પડી રે...દેયું એ રૂપડા....ઈની....રે....
જીવાદોરી હાથ ને તાણુ અકા....શ,
બેવડે દુઃખે રે.... ગગનમાં પોકા...રની....રે....
અંતર એને ઘાવ પડ્યા એ અપા...ર—એવો૦૩

## "ફકીર"

ભજનનો વેપાર, ધણી! તારા નામનો આધાર
રે મન ભજનનો વેપાર.—એ રાહ.

એનુ નામ ફકીર—જેની મેરુ સરખી ધીર—
જગમા એનુ નામ ફકીર. ટેક૦

મનમા ન મળે માન તાન,
અંતરમા અમીર (૨),
એ સૌ નદીયુ જ્યાં સમાણી (૨).
સાગર જેમ ગંભીર— જગમા૦-૧

સ્વર્ગનુ પણ નહીં ચાહે,
સુખ નિજ શરીરનું (૨),
પરજન મનથી ભોગવે પોતે (૨)
દુખી જનની પીડ જગમા૦-૨

અંતર ઉજ્જ્વળ આતમ એનો,
ગંગાજળના નીરનું (૨),
આજ આવ્યુ ભોગવી લ્યે (૨)
આગળની ન અધીર. જગમા૦-૩

## " આતમનો ઉંડાપો "

અભિમાની બોલે રે...એના શીયા ગો...રતા ..? એ રાહ

એવો આતમનો ઉંડાપોરે....મારા મનનો મુંઝાપોરે....
એ....કોને બાપુ ! કેને કહયેં....રે.... —ટેક
એવા નર સંગાથી રે ...આઘા જઈને આ....ળસે...રે....
તેની મારા તનડામાં તાણાવા....ણ;
પરદેશે મૂકી રે....એકલડા એ પાછા ફરે....રે...
[1]હયાં નો'ય આપણી કોઈ...ઓળખા....ણ—એવો૦-૧

મધ રે સાગરીયે રે.... બાપુ ! અમે જઈ એ ચડ્યા ...રે....
કેમ જોગે ટંડેલ ગીયો...જગ છો....ડ;
કઈ દશ હાંકુ રે...મારા જીવ રૂપી જા'જને....રે....
મુને. તીયાં થઈ એ ગીયો [2]દશમો ...ડ—એવો૦-૨

પરવશ પડી રે...દેયું એ [3]પડા....ઈની ...રે....
જીવાદોરી હાથ ને તાણુ અકા....શ;
બેવડ દુઃખે રે.... ગગનમાં પોકા...રતી...રે....
અંતર એને ઘાવ પડ્યા એ અપા....ર—એવો૦-૩

જેની આગળ કહીયેં રે....અમ તણી હાં....સી કરે....રે....
ખોલું કિયાં રુદીયા કેરી ખા....ણ;
'કાગ'ને બોલાવો રે....સંગડે સુવાનું ત....ર્ણ રે....
ધાર્યો તુને દેયું તણો રે સુકા...ન—એવો૦-૪

 

## "ગોપીયુંને ગમતું નથી રે ગોકુળમાં"

એજીએ મારૂં નથડુ ખોવાણું આરતમા, હું બાટવામાં—
જાહેર કરૂં રે પોલીસમાં—એ ઢીંચનો રાહ.

એજી અમારો જીવ ગીયેલ છે જદુકુળમાં રે,
ગોપીયુંને ગમતું નથી રે ગોકુળમાં ટેક૦

હાથ ઝાલીને હરિએ હડમેલ્યાં—
પ્રભુ ગયા છે દ્વારાપુરમાં (૨);
એજી....ભાવ અમારો ભૂલી ગયા ને હવે,
કાન રમે છે નૃપ કુળમાં રે. ગોપીયુને૦—૧

ત્રઠ શીતળ જમુના તણો, ઓધા—
આગ લગાડે છે. ઉરમાં (૨);
એજી....સંસાર કેરું સુખ છોડીને અમે,
વાસ લીધો છે વિયાકુળમાં રે ગોપીયુને૦—૨

આભૂષણુ બધાં દીધાં ઉતારી—
પ્રેમ નથી પટકુળમાં (૨),
એજી....માતપિતાનો મોહ મૂકીને હવે,
થિર રે'તું નથી આ સ્થૂળમાં રે ગોપીસુંને૦—૩

'કાગ' હરિને અમે જાતા જોયા ત્યારે—
    નેણું ભીના હતાં નૂરમાં (૨),
એજી ...મંદ મંદ હસતી મોહન કેરી, ઓધા!
    મૂરતી વસી છે દગ મગજમાં રે. ગોપીયુંને૦-૪



## "ખોળે લેજે માતા ધરણી"

રઘુકુલતિલક શ્રી રામચંદ્રે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો. મુનિઓને, રાજાઓને, સત્પુરૂષોને નિમંત્ર્યા. નિમંત્રણ ન મળ્યું એક વનવાસિની તપસ્વિની સતી સીતાને.

× × ×

વાલ્મીકિ મુનિ યજ્ઞમાં પધાર્યા. રામયણનું શુભ સંગીત સર્વ ઠેકાણે ગાવાની લવ-કુશને આજ્ઞા આપી.

× ×

યજ્ઞશાળાના દ્વાર પાસે તેમને ગાતા સાંભળીને શ્રી રામચંદ્રે તેમને પોતાની પાસે બોલાવ્યા. અને યજ્ઞ વિરામ વખતે બન્ને બાળકોના મધુર કંઠથી ગવાતું રામાયણનું શુભ સંગીત સાંભળ્યું. તેમાંથી લવ-કુશ સીતાના પુત્રો છે એમ જણાયું.

* * *

શ્રી રામચંદ્રે વાલ્મીકિ મુનિ પાસે દૂત મોકલ્યો અને કહેવરાવ્યું કે, "જો સીતા પવિત્ર હોય તો તેણે પોતાની વિશુદ્ધિની ખાત્રી કરી આપવા માટે આવતી કાલે જનસભા સમક્ષ શપથ લેવા."

* * *

બીજે દિવસે શપથ લેવા માટે સતી સીતા જનસભામાં પધાર્યાં અને પૃથ્વી તરફ આંખો ઢાળી બોલ્યાં: "દેવી વસુંધરે! હું દુઃખ ભોગવવા જ અવતરી છું.

મારા ઉપર જનાપવાદ આવ્યો છે. પણ જો હું પવિત્ર હોઉં, જો મન, વચન, કર્મથી મેં રામ સિવાય બીજાનું ચિંતવન કર્યું ન હોય, તો મને તારે ખોળે લેજે."

× × ×

ધરણી દેવીએ પુત્રીની પ્રાર્થના હૃદયે ધરી. પુત્રીને ખોળામાં લીધાં. વિસ્મય-કરુણ છવાઈ રહ્યો.

ભજન

સખી રે ! રમતાતાં ટીંગલે ને પોતીયે મેરામને મન ભા...વ્યાં રે...એ રાહ

સખી રે! સતી રે સીતાજીની વીનતી....
તમે સાંભળોને સુનિજન મો....ટા રે...
સખી રે! દુઃખડાં ભોગવવા અમે અવતર્યા....
સુખડાંના પડિયા ગ્રાઝા ત્રો....ટા રે... ટેક૦

સખી રે! સુખના સ્વામી સિરીરામને...
વરમાળા કંઠડામાં રો....પી રે....
સખી રે! હાથ ગરાયો મારો હેતથી....
રાઘવજીએ પ્રણ રો....પી રે.... સખી૦ ૧

સખી રે! એક દી' અજોધામાં વીતાવીયો...
સાસુની સેવા નો'તી કી...ધી રે....

## ૧૩૪... ....................."ખોળે લેજે માતા ધરણી"

સખી રે ! સવારે શણગાર ઉતારીયા....
વનડાની વેરણ વાટું લી..ધી રે.... સખી૦ ૨

સખી રે ! ટાઢયું ને તડકા અમે વેઠીયા....
અણવાણે પાયે આથડિયાં ....રે....
સખી રે ! જનમ અભાગી હું તો જાનકી....
પાને ગવણ કેરે પડિયાં... રે... સખી૦ ૩

સખી રે ! રામે અસુરોને રોળીયા...
એમાંથી અમુને ઓધા....ર્યાં રે...
સખી રે ! અગનીમાં નાખ્યાં ભ્રાંન્તુ ભાગવા...
રાઘવજીએ સ્વીકા....ર્યાં રે... સખી૦ ૪

સખી રે ! પાંચ પાંચ મહિના મારા પેટમાં....
કાળે રહ્યે રે એકલા....ડી રે....
સખી રે ! લખમણજીએ વેગનમાં....
એકલડીને છોડી રે... સખી૦ ૫

સખી રે ! મેં રે કહ્યું જતી વીરને..
દિલડું ગમનું ન દુભવજે... રે....
સખી રે ! એનાં [1]આધાન મારે ઉદરે....
કૃપસિંધુને લગે કેડે.., રે.. સખી૦ ૬

[1] બાળક—ગર્ભ.

"ખોળે લેજે માતા ધરણી"..................૧૩૫

સખી રે! ચગન અમારે આંગણે...
કોઈએ નથી રે તેડા.. વ્યાં રે....
સખી રે! દરશન કરવા દીનાનાથનાં....
આજ અભાગી અમે આ....વ્યાં રે.... સખી૦ ૭

સખી રે ! 'કાગ' કે' બોલ્યાં માતા જાનકી....
વીતેલ દુ:ખડાંની કરણી....રે....
સખી રે !રામ વિના કયાંય રાચ્યાં નોઈચે તો....
ખોળે લેજે માતા ધરણી....રે.... સખી૦ ૮

卐 卐

## " શામળીયાજી સંગમાં રે' જે "

દરશન વિના તરસે દાસી, વીઠલ ગોકુળના વાસી—એ રાહ.

એજી શામળીયાજી ! સંગમાં રે'જે....
દરશન મુને દીનને દેજે....
આશ્રય તમે છો અમારા....
ધણી તમને ધૂન મેં ધાર્યા...ટેક૦

આમાંથી ઓધારજે મુને....
હોય ગુના હજાર રે.... હે....
સાંભળ્યો તમારો સાધુ પાસે—
અમે દીનબંધુ ! દરબાર—શામળીયાજી૦ ૧

સુખ ન જોઇએ સંસારનું મારે....
લે' વાણું ભગવાન રે.... હે....
ભાગ્યદાતા તમે ભગતીનું—
પ્રભુ પીવરાવો મુને પાન—શામળીયાજી૦ ૨

જીવ જોડ્યો જગ જાળમાં વા'લા....
    એવી માયા ઉત્પાત રે... હે....
મે'ર કરીને, માવજી! તેમાંથી–
    તારજો એ મારા તાત—શામળીયાજી૦ ૩

મોહ છૂટે આ સંસારનો મુને....
    કરો એવું કિરતાર રે...હે....
સાન ભૂલું આ શરીરની રે–
    એક તમથી બાંધું તાર—શામળીયાજી૦ ૪

અંતકાળે તમે આવજો વા'લા!....
    દેજો અમારી દાદ રે....હે....
કાનજી કાળા! 'કાગ' તણો તમે –
    સાંભળી લેજો સાદ—શામળીયાજી૦ ૫

 

## " એકલનો બેલી "

રાહ ઉપરનો.

તું છે એકલનો બેલી....
ઠાકર ! [1]અમુ મેલ માં [2]રેઠેલી ...
અમે તારૂં અંગ કેવાઇએં....
જીવન કેને આશરે જાઇએં....ટેક૦

કાલા ઘેલા અમે તારા કે'વાણા....
જપીયેં તારા જાપ રે.... હે ...
નાથજી ! નાતો કોઇનો નઈ અમે–
બીજે કીયાં જાઇએં બાપ—ઠાકર૦ ૧

આદ તણાં [3]આાડતીયાં તારાં....
શેઠ તું ! છે શાવકાર રે....હે ...
તારું લેણું છે ત્યાં લગી બીજે–
ધીરશે નઈ તલભાર—ઠાકર૦, ૨

---
૧ અમને, ૨ રઝડતેલા, ૩ લેણદેણ કરવાવાળા.

"મીઠી મોરલીવાળા

રાગ ઉપરનો.

કૃપા કરો કાનજી કાળા!....
મોહન! મીઠી-મોરલીવાળા!....
નારાયણ! નંદના લાલા!....
વિજોગે મારો મા, વા'લા!....ટેક૦

પતિએ તો પરહરિયાં, વા'લા!....
મેણાં દીયે કુળ માંય રે... હે...
તોય તમે તરછોડિયાં એવો-
નાથજી! કયાંનો ન્યાય—કૃપા૦-૧

જાદવજી! જે દિનના ગ્યા છો....
વા'લા! મથુરાની વાટ રે....હે...
તેદુનો, મારા શ્રીકમા! રે'છે-
આતમાને ઊચાટ—કૃપા૦-૨

ભાવતું જે ગોવાળનું ભાતું....
સુદરીને સમાજ રે....હે...
ગિરધારી! બધું ભૂલી ગયા, તમે-
મોટપમાં, મહારાજ!—કૃપા-૩

તાગ[4] મોટાળાથી, ત્રીકમા! મારું
ગોવિંદ! જાણે જ્ઞાન જે હે
મોટાળો યે નહિ મિત્ર સાચો-
કદી ભીડ પડયે, ભગવાન!—ઠાકર૦ ૩

ગણિકાના ગુના માફ કર્યા તે
હાથી તાર્યો અણુહાર જે હે
સુ વખતે, મારા માવજી! એમજ-
સવળો થા, સરદાર!—ઠાકર૦ ૪

રાખજે તારી રીત પ્રમાણે
તુંય લેજે ઘણો તાગ જે હે
(પણ) કોડ મોઢે જગમાય કે'વાણો હું
કાનજી! એ તારો 'કાગ'—ઠાકર૦ ૫

卐 卐

## "ચીર ઝોંટાશે"

રાહ ઉપરનો.

પંચાળી દીન પોકારે....
વે'લાસર પોગજે વારે....
તેથી વા'લા! જીવડો ત્રાસે....
જીવન! મારાં ચીર ઝોંટાશે....ટેક૦

સત્યને બંધને પાંડવ બાંધ્યા....
આંઇયાં બેઠા પતિ આજ રે ...હે....
ભીષમ જેવા ભાળતાં મોરી–
લાલજી! જાશે લાજ—પંચાળી૦–૧

દુરજોધને આગના દીધી....
થીર હૈયું નવ થાય રે....હે....
આ ઘડિયે, પ્રભુ! ચીર અમારાં–
ઝોંટશે, જાદવરાય!—પંચાળી૦–૨

કાધ ધરી, હરિ ! કામળી કાળી .
વાસળીમા ગાજે ગાન રે હે..
દામીયુને દીદાર દેવા, પાછી—
ભેટ બાધો, ભગવાન !—કૃપા૦-૪

'કાગ' હવે કંઠ પ્રાણ છે, વા'લા .
મે'ર કરો ને મુરાર રે...હે...
અબળાની હરિ અરજ સુણી, આઈયાં—
આવી જાજે એકવાર—કૃપા૦-૫

ઙ્ક ઙ્ક

# " સાંભર્યાં "

સવંત ૧૯૯૦ ના ફાગણ માસમાં હું મુંબઈ ગયો ત્યારે મહુવાથી આગબોટમાં બેઠો હતો. તે સમયે મહુવાના બંદરથી દીવ સુધીના દરિયા કાંઠાનાં આગબોટમાંથી જોએલ જૂનાં સ્થળોનું આ વર્ણન છે.

બંદરેથી આગબોટ ચાલે છે કતપુર (કુંદનપુર) પાછળ રહે છે. પટવા અને ખેરાના દરિયામાં ' પ્રમણ ' નામે એક ખડક ઊભેલ છે. ત્યાં ખોડીયારનું સ્થાનક છે

× × × ×

ત્યાર પછી ચાંચ આવે છે તેને જોઇ ચાંચીયા યાદ આવે છે ચાંચ અને શીઆળબેટ વચ્ચેના બારામાંથી ઊત્તરમા પીપાવાવનું મંદિર દેખાય છે તે જોઇ આઠસો વરસ અગાઉ થઈ ગયેલ ગાગરનગઢનો રાજા પીપો ભગત સાંભરે છે.

પીપા ભગતને ઘણી રાણીઓ હતી. પણ તે વૈરાગી બની જ્યારે રાજપાટ છોડે છે ત્યારે ફક્ત એક અણુમાનેતી સીતારાણી વૈરાગણ બની, પતિની પાછળ ચાલી નીકળે છે. દ્વારકાની જાત્રા કરી તેઓ પીપાવાવ આવીને રહે છે એક દિવસ ઘણા સાધુ આવી ચડે છે અનાજ નથી. પડખેના ઓલાપુર ગામે સીતામાતા વાણિયાને ત્યાં અનાજ લેવા જાય છે.

રૂઠો દુશાશન રોળશે, વા'લા!....
દ્રૂપતીને પરાર રે.... હે...
અમ તણુ મારા આતમા આમાં–
કોઈ નથી કિરતાર—પંચાળી૦–૩

આ વખતે ઉંચો આભ છે, વા'લા...
ધર નીચી ગિરિધાર રે.... હે..
દ્વારકાથી તમે દોડજો, મારા–
અબળાના આધાર!—પંચાળી૦–૪

ધાહ સુણી હરિ! દ્રૂપતીજીની....
આપીયાં ચીર અનેક રે.... હે...
કાનજી કાળા! 'કાગ' તણી એમ–
ત્રીકમા! રાખજો ટેક—પંચાળી૦–૫

❀ ❀

અઘોરીના કૂડા પંથ અને પુત્રનું માથું સાંબેલે ખાંડતી ખાંડતી હાલરડાં ગાતી ચંગાવતી સાંભરી. ઈશ્વર પોતાનાં જ માનવીની એવી પરીક્ષા લેતો હશે ?

શીઆળબેટથી એક માઇલ ઉત્તર દિશા તરફ દરિયા કાંઠે ચાંચૂડા મહાદેવનું એક જીર્ણ દેવળ જોયું. ત્યાં તો એક દોહો હૈયે ચડ્યો.

" ચાંચૂડે ચડવા જાય, પંડડયુંજ પોત્યું કરે.
બેટના બારા માંય, મોતી ડૂબ્યું મોરણી. "

શીઆળ બેટની કોઇ મોરણી નામની કોળણ બે તુંબડાંથી દરીયો તરી ચાંચૂડે ભભૂતીયા બાવા પાસે દરરોજ રાત્રે જતી હતી.

આ વાતની તેની સાસુને ખબર પડી. તુંબડાંને ઠેકાણે તેણે કાચી માટીના બે ભાલીયા ગોઠવી દીધા.

શાંત અજવાળી રાતમાં મધદરિયે જતાં તે ભાલીયા ગળી ગયા અને મોરણી ડૂબવા લાગી. મરતાં મરતાં લાંબે સાદે તે એક દોહો બોલી.

" ભાંગી પ્રોળ, ભભૂતીયા ! પાટણ પલટાણાં....
આતમને ઉઠાંતરી થઈ, થિર નઈ થાણા.... "

એ ભાંગ્યો તૂટયો સાદ સાંભળતાં જ બાવો દરિયામાં ત્રાટક્યો. મહાસાગરની શાંત લહેર પર ચડીને એ પ્રેમી પંખીડાં હાથના આંકડા ભીડી સ્વર્ગાપરને રસ્તે ચાલ્યાં ગયાં.

"રાતે પાછું આવવું," એવી શરતે વાણિયો મનાઈ આપે છે ચોમાસાની નાન છે, વરસાદ વરસે છે, એટલે પીપા ભગત તેમના પત્નિ સીતામાતાને પોતાના કાંધ પર બેસારી સોલાપુર લઈ જાય છે તે જોઈ વાણિયાને વૈરાગ થાય છે

બીજે ઠેકાણે ચડે છે, ગીગાનામ મહંત તે હાલના મહંત રામદાસનો ગુરુ તે પુરુષાર્થવાદી બાવે રો ઠેઠ કાશીથી પગપાળા ગંગાજળની કાવડ લાવી પોતાના ગુરુને નવરાવ્યા હતા

પીપાવાવ જોઈ રામદાસ પણ કેમ ન સાંભરે? એ તો રાત અને દિવસનો રળનાર છે ચાલીસે હાથ તનતોડ મહેનત કરીને એ બાવો બગડ્યો રોટલો ખાય છે

એની આશ્રમવિદ્યા માગવા પર નથી પણ બળદોના કાંધ પર છે કાઠિયાવાડના દેશી બળદોના નમુના એને ત્યાં છે ખેતી કેમ થાય એ જોવું હોય તેણે ત્યાં જવું એ કેમ યાદ આવે નહિ?

× × × ×

ચાચ અને શીઆળબેટ વચ્ચે 'લેસનો' નામે એક ખડક છે ત્યાં ભાવનગર જુનાગઢ અને જંજીરાની દરીઆઈ હદનો સીમાડો છે શીઆળબેટ જોતા તો સગાળશા શેઠનો ગેઝારો ખાંડણીઓ સાંભર્યો માણસનું માંસ ખાનાર એ

ગીર પ્રદેશમા ચોમાસાની કાળી અને હાથીની સૂંઢધારે વરસાદ વરસી રહ્યો હોય ઝૂંપડાની પાછળ ઝાવલો હૂકી રહ્યા હોય, એમા ભેંસોને દોનારી, નજરે નજર જોયેલી એ પહાડ કન્યાઓ, મને કેમ ન સાભરે ?

× × × ×

ગીરના એ માલધારીઓના દુ ખ લખુ તો આખી ચોપડી થાય. એને ત્રણે ઋતુ સરખી દુ ખદાયક

જેને જોતા ગર્ભિણીના ગર્ભ ગળી જાય એવી ભયંકર "રાવલ" "ઘોડાવડી" "મછુદ્રી" "શીંગવડો" "હેરણ" "જમરી" વગેરે નદીઓની પાસો બન્ને કાંઠ ઊંચી ભીંત જેવી ભેખડોને આગે પાણી ભરી ભરી એમના ઢોરોને એ ઘેર પાણી પાય ગીરના દૂધ એવા ઘણા જ મોંઘા છે

એ મોંઘા દૂધના પીનાર તથા નાખણુના ખાઈ જનારા ગીર સિપાઈઓના ઘોડાએ મારાથી કેમ ભૂલાય ?

× × ×

'રાવલ' 'જમરી' અને 'ઝેરકોચરી.' નદીથી વીંટાયેલ, સરખા કાળા પાણાનો બનેલ, 'મુ નગા' જેવી તળીયા ફૂટેલ નદીને પડખે ઉભેલ, વસમી પ ાના મતના બહારવટા ખેડનાર વેજાજીનો બાંધેલ વેજલકોઠો પણ સાભર્યા વિના કેમ રહે ?

× × ×

કાંઠા કરડાવીને ઉછેરેલ પોતાની વાડકીને પાસ માવજ મળી મારી નાખે, એ હીરા ાઈ ચારણ્ય કેમ

આગમોટ તો પટોળી વનાહ સ્વરૂપ પાસે દરિયા કાંઠાનુ એ ઘણુ જૂનુ મંદિર છે જાફરાબાદ આગળ ઉત્તરમાં બાબરીઆવાડ ઉપર થઈને નજર પોગી ઠેઠ નાંદીવેલે ડુંગરે

તુરત જ ગાડો ગબાડી અને દુ:ખની દાઝેલ કુંવર સાંભરી એક બીજાને મનથી વરી ચૂકેલ પણ સંબંધથી આખો અવતાર જુદા જ રહ્યા એક બીજાને મળવાની તરસ જોતા બેઉ આશાભર્યા જ મરી ગયા એનો સાક્ષી એક દોહો રહ્યો છે

> સાંતો વીંજુ માટકે, નાંદીવેલે નેસ,
> કુંવર બન્યું કંઅનુ, બેડી બાળે વેષ

*  *  *  *

બીજા બધા સ્થળોનો એકાદ પ્રસંગ સાંભર્યો પણ ગીર તો મારી બાળ સંગાતણ મને તો એના ડુંગરે ડુંગર નાળે નાળા અને ઝાડવે ઝાડવા સાંભર્યા

જંગલના એ ભોળુડા માનવીઓનો મે'માન પ્રત્યેનો ભાવ, સોરઠની પરોણાચાકરીનુ કંઈક અવશેષ એ તપસ્વીઓને રૂપે રહ્યુ છે.

એમનુ જે ન જાણે એવા એ માલધારીઓની સાથે લેણદેણ કરવાવાળા અને જીવતા માનવીનુ લોહી પીનાર "ખાટકી" જેવા ગીરના વેપારીઓ સાંભર્યા

ઉંચવથી પોતે બીજે એવી ભયંકર રાતે મને બહાર ફરવાના કોડ થતાં 'લખી' નામની મારી ઘોડીને તયાર કરી સ્વાર થઇ એ નદીયોમાંથી સામે કાંઠે કાઢતો. નાની અવસ્થાના સારા એ દિવસો મને સાભર્યા વિના કેમ રહે ?

× × ×

આગબોટે જાફરાબાદ છોડયું નવું બંદર આવ્યું ત્યાં તો માછીઓના બેશુમાર હોડાં જોયા ગીરનુ બધુ ઘી આ બદરેથી સામે કાંઠે ચડે છે સોરઠમા કોઈ બાકી રહેતુ હશે ?

જાલધરની નગરી દીવ આવ્યુ. એનુ જૂનુ જોવા લાયક સ્થળ, ફિરંગીની દેવી ચાપલનુ આભથી વાતો કરતુ દેવળ દરિયામાથી દેખાય છે અહી સૂરજ આથમી ગયો

× × ×

દરિયાના પાણીને આગબોટે વહેરવા માડ્યા અધાગ વહેરીને સૂરજ ઉગ્યો અને પાણી વહેરીને આગબોટ મુબઈ પહોચી

એ ઈ મહા સાગર મુમ્બાદેવીના રાજ ઉંચની. જાગતી નગરી. પાણીના એનો ચીર રહેર્યાં છે અને કિનારમા શિવાજીના દુગ ઓની હારમાળા ગુથી છે

× × ×

સાંખી શકે? હાથમાં એક ગોણું લઈ પાંચે સાવજોને પોતાની વોડકી પરથી તગડી મૂકે ત્યારે સાવજને કાંઈ ઓછું વસમું લાગતું હશે? એ સતવાદી ચારણકન્યાની હિમ્મત સામે વનરાજો પોતાનું મારેલ ખાજ મેલી દઈ ચાલતા થઇ જાય, એ મને સાંભર્યા વિના કેમ રહે?

× × ×

ગીરમાં જ્યારે શીતળા આવે ત્યારે તો ત્યાં ઉભું પણ ન રહેવાય પાંચ હોય તેની પાંચ, અને સો હોય તેની સો ભેંશો અને ગાયો ઝોકમાં મરેલ અને અધમૂઈ પડી હોય એટલાં બધાં ઢોરોને આઘે કોણ લઇ જાય? માલધારી બિચારા તેજ વિહોણા ઓઠે આશાભંગ થઇ ગાંડા જેવા થઈ ગયા હોય. પણ આગળ ગણી લીધેલ ઢોરોની મસવાડી તો આપવી જ જોઇએ ના "મુવાંની પણ મસવાડી!"

× × ×

હું પહાડી જીવડો છું, ગહેરી નદી આખી ગીરને પાંદડે પાંદડે ફર્યો છું હાથે હાથ ન સૂઝે એવી રાત મળી હોય, ડુંગરને ગાળેગાળેથી મેઘ મહારાજનાં નીર ડીકીયાગ કરતાં ખળકતાં હોય, ક્યારેક ક્યારેક વીજળી ઉંધે માથે પહાડો પર પછડાતી હોય, નદીયોએ મરજાદા મેલી હોય, બેઉ કાંઠે કોતળા નાખતાં ઊંડાં પાણી ઘુઘવતાં હોય, પડછંદ અવાજે આભ ગાજતો હોય એવી ગીરમાં પોતાના

આભરી આભરી ગીગા બાવાજીની ખેપ જો .
કાશીની લાવેલી કાવડ એની સાભરી ..
હેડે આવી અને રામદાસજીની ગીત જો ..
તનડાની તોડનારી મે'નત એની આભરી ૫

આભર્યો આભર્યો અન્નના ભૂખ્યાને આદ જો
હરીના તો હાકનાર ધોરી ધીગા નાભર્યા ...
આભરી એની હાડ હોમ્યાની ટેલ જો ..
રાત દી'નો રઝનાર બાવલિયો મુને આભર્યો ..૬

પૂછ્યુ પૂછ્યુ અમે ભેસવાને ધરી ભાવ જો ..
"ઊભો કા ભેકારી પાણીડાગા એકલો . "
"તપરી છુ કાઇ બ્હેચણુનો હુ દેવ જો ..
ત્રણ ગજુ ને સીમાડે (જુવો) માન બેસણુ ૭

જોયા જ્યારે અમે બેટ શીયાળના બાર જો
ગોઝારો ખાડણિયો વાણીડાનો આભર્યો .
આભર્યા આભર્યા કૂડા અઘોરીના પથ જો ..
પનીયાને પૂજનારો શગાળશા આભર્યો ૮

આભર્યો સાભર્યો ત્રણો વાણીડાનો બાગ જો
માથાનો દેનારો ચેલૈયો મુને આભર્યો

## "સાંભર્યાં."

આવ્યા આવ્યા અમે... મધુપુરીને ...તીર જો ..
નાવલડી રાસે રે આરા એના ...આકરા....
બેઠા બેઠા અમે .. બોટુંની મો ...ઝારે જો..
ધણધણતી હાલી રે પાણીડાંને ...ખાપતી ...૧

પાછાં મેલ્યાં અમે કુંદનપુરનાં ... ઝાડ જો ...
ખોડીયારનાં ભ્રમણાં રે અમે એ ...લાંઘીયા ...
જોયું જોયું કાંઇ જુગતું જુનેરું.... ચાચ જો ..
દરિયાના માવજ ચાંચૂડા મુને .. સાંભર્યાં ...૨

ન્યાળ્યાં છેટેથી રણછોડજીના. ધામ જો ...
ગાગરનગરનો રાજા પીપો મુને .. સાંભર્યો ...
રાજ છોડીને એણે લીધા વેરાગીના ...વેષ જો ...
માનેતીયું બેઠીયું રે ઉંચા એના ...મ્હેલમાં .. ૩

સાંભર્યાં સાંભર્યાં પર પોપ્યના . નાચ જો ..
દેયુંનો માગનારો વાણીડો મુને . સાંભર્યો....
અણમાનેતીના સાંભર્યા ભગવા ... વેષ ...જો ...
સંસારની સળગેલી મીતા મુને....સાંભરી ...૪

જોયા જોયા જાફરાબાદના ... ઝાડ જો
ખારેથી નિરખી રે ખાબરીઆ વાડને
દખણે નિરખ્યા અણગળ પાણીડાના ઓઘ જો
ઉત્તરમા ન્યાળ્યો રે નાદીવેલો ડુંગરો .. ૧૪

સાભર્યો સાભર્યો રાણા રબારીનો નેસ જો
દુ ખડાની હાઝેલી કુંવર મુને સાભરી
હૈંડે આવ્યા ગીર માતા કેરા હેત જો
ભોળૂડા માનવી રે ડુંગરડાના સાભર્યા ...૧૫

સાભર્યા સાભર્યા મેમાનુના માન જો
અધકેરા સાભર્યા રે વેપારી અના...ખાટકી
સાભરી આજ મને ગાળી ચોમાસાની ઋતુ જો
મેવલીયા વર્સે રે મૂશળ ધારના રે ૧૬

હાજે થરથર ડૂબન્ડાના ચે હાડ જો
એમા ભેશુ ને દોનારી બેનુ મુને સાભરી
સાભર્યા સાભર્યા ગીર ઓપાઇયોના ત્રાસ જો
દુવડીયા પીનારા ઘોડા એના સાભર્યા ૧૭

સાભરી સાભરી પજવ કાઠાની વસમાણ જો
સાવજને ચારણ્યના ધીગાણા મુને સાભર્યા

શગાળશાએ વેઢ્યો નાનેરો... ચાંગ જો ..
ખાંડણીએ ખાંડનારી જનેતા એની ... સાંભરી .. ૯

ક્યાંથી આવ્યાં હશે હાલરડાંનાં ...એનાં ... હેત જો ...?
હૈડાનાં આંસુડાં કિયાં હશે .. રોકતી .. ?
લેતી માથડલામાં સાંબેલાના ... તાલ જો...
હાલરડાં ગાનારી ચંગાવતી ...સાંભરી ...૧૦

નિરખ્યો કાંઠડે ગ કડ ચાંચૂડાનો.... વાસ જો ..
ભભૂતીયો બાવો રે પ્રેમી મુને ...સાંભર્યો ...
સાભરી સાંભરી તુંબડાંની તર...નારી જો....
છેતરનારી વેરણ માચૂડી મુને .. સંભરી... ૧૧

મધ સાગરીએ ગર્જીયાં માટીનાં તૂંબ જો ...
બૂડતીનાં તેડા રે ભભૂતીયે ...સાંભર્યાં ...
કૂદ્યો પાણીડામાં મોંઘીને મળવા .. કાજ જો ..
સરગાપરનાં સાથી બેઉ મને .. સાંભર્યાં . ..૧૨

આઘેરી મેલી અમે ભાવેણાની...ભોમ જો ..
દરિયાની તરનારી આથમણી .. C.પટી ..
પહીરા કાંઠડે વગડરૂપને .. પાય જો ...
ધોળૂડી પજા રે કરકે ઉંચી ...આભમ ...૧૩

ભાણુ આથમતે જોયું દીવ દરિ....યાવ જો....
' ચાંપલનું દેવળ વાદળમાં.... વાતું કરે....
મધ સાગરમાં લીધી મુંબઈની....વાટ જો....
આભથી અંધારાં કાળાં કાળાં....ઊતર્યાં....૨૩

વે'રવા વે'રવા કાળાં અંધારાંના.... ઓઘ જો....
રથડીઓ ખેડ્યો રે હશે ધોળે.... સૂરજે....
કોણે તે ઘડીયાં જળનાં વે'રણુ....હાર જો....
રાત્યુંની ઊપડી રે પાણીડાંને.... વે'રતી....૨૪

બોલે બોલે કાંઈ લોઢ બીહામણા.... બોલ જો....
ધણકારા બોલે રે બીજા એના.... શ્વાસના....
એવે અંધારે અમે ભૂલ્યા દસ્યુંનાં.... ભાન જો....
ચાંદરડાંની આંખો રે મુંબઈને હશે.... ભાળતી....૨૫

વે'રી રહ્યો જ્યારે અંધારાં સૂરજ.... ભાણુ જો....
અગનીને રથડે રે દરિયો આખો.... વે'રીયો....
જોયાં જોયાં અમે મુમ્બાદેવીનાં.... રાજ જો....
આવકારા દેતીયું રે જાણે દીવા....દાંડીયું....૨૬

ખોળલે ખોલે ઘણાં નાનેરાં મોટેરાં.... બાળ જો....
આવંતાં જતાં રે ધોળાં ધોળાં.... દીસતાં....

સાંભર્યાં સાંભર્યાં શીતળા કેર ...કોપ જો....
સુવાંની મસવાડી જૂનાણાની ... સાંભરી ... ૧૮

જોયેલાં જોયેલાં વમ્મર ભેંકારી ... ઘોર જો ...
એકલડો ડુંગરડે ડુંગરડે હું ....આથડ્યો ...
ઉંચી અટારીએ આભને ખોળલે ....ભેમી જો ...
એકાંતે રહીને રે હરિને આ ...શધનો ...૧૯

ઘૂઘવે ઘૂઘવે રાવલ નદીનાં ... પૂર જો ...
વીજળીયું ચમકે રે તૂટે આખાં ... વાદળાં ...
ખળકે ખળકે ગાળે ગાળેથી ...નીર જો ...
ઊતરતા ના પાડે માનવનો ... આનમો ...૨૦

એવી રાત્યુ માં મને ફરવા થાય ઘણા ... કોડ જો ...
ઘોડલડી પલાણું "લખી" મોરી .. રેઝડી ...
એને ઊનારું હું ઘેલી નદીયુ ને ..પાર જો ..
નાનપણના દનડા એ મારા સુને ..સાભર્યાં ...૨૧

નવા બંદરમાં જોયાં ઝાઝેરાં....જા'જ જો ..
માછલાંના મારનારા માટી મામા ...દેશના ...
હોડાં ભરીને કાઇ પરદેશ જાવાને ... કાજ જો ...
ધીવડીયાં ચડીયાં રે ઝાઝાં વા'લી .. ગીરનાં....૨૨

## "દશાવતાર"

### દોહા

પૂર્ણ બ્રહ્મ કરશન [૧]પણું, [૨]અર્ચ્યાં કૃષ્ન આધાર;
કામપૂરણ કરશન સદા, શામ કૃષ્ન વર સાર. ૧

કૃષ્ન કૃષ્ન કે'તાં થકી, ઓધરીંયાં અણુપાર;
તો ખોટી બાજી તજો, કૃષ્ન ભજો કિરતાર. ૨

રામ કૃષ્ન ઇક રૂપ છે, જૂદાં જરા ન જાણ;
આપ સત્તાથી અવતરે, દૈત દહન દહીંવાણ. ૩

રૂપં ગહન શક્તિ ગહન, ગાવા ગુણ આગાર;
કવિ પુરાણે જે કથ્યા, વરણુ દશ અવતાર. ૪

### મીન

#### છપ્પય

બ્રહ્મ વેદકો હરન, કરન અકરન જગકામં,
દૈત્ય મહા દહીવાણ, સૂર નર ગણે ન શામં;
અધરમ કરે અપાર, નિરકુંશ રહે નિરંતર,
ડરે દેવ નર નાગ, કોટિ વિધિ કરત કુમંતર;

૧ વખાણું—કહું ૨ પૂજ્યાં.

ખોળલે એને દેશી વિદેશીને.... માગ જો...
આગ્યુંનાં ખાનારાં એને ખોળે.... હૂકળે ...૨૭
એના ગૌરવનાં કરતા મીનારા.... ગાન જો....
જાગંતી નગરીએ ખોળા જાણે.... પાથર્યા....
પેર્યાં પેર્યાં કાંઈ પાણીડાં કેરાં.... ચીર જો ...
કોસ્તમાં સીવ્યા રે શિવાજીના ... ડુંગરા...,૨૮

❋ ❋

ક્રોધ રૂપ વારાહકો,
હિરણ્યાક્ષ દાહન , કરી,
'કાગ' કહેત વારાહ જય,
ધરા નાથ દંતે ધરી ૩

## નૃસિંહ

ચારી વખત ધર શામ, દંત હિરણાકશ જાગ્યો,
મહાપાપ ધર માંડ, થળ ધર થડકન લાગ્યો;
ફડક ભાણુ ફણુધાર, ધડક દેવન મન ધારે,
ધગણિ ભાર સર ધડક, 'પાહિ' મુખ નાથ પુકારે,

' કાગ ' કનક કશિપુ હણ્યો,
ધોમ ક્રોધ આપે ધરી,
કીન વાર પ્રહ્લાદકી,
નૃસિંઘ રૂપ જય નરહરિ ૪

## વામન

પચ વખત પર જ્ઞાન, [1]રિયણુ પ્રગટયો બળરાજ,
યજ્ઞ નવાણુ કીન, સોહ ઇંદ્રન સમ સાજ,

---
[1] પૃથ્વી

'કાગ' કહત સુર ગવ સુણિ,
મીન રૂપ આપે થિયા;
શંખાસુર સંધારિને,
બ્રહ્મ વેદ પાછા લિયા ૧

### કમઠ

દૂન વખત દાદીવાણુ, દેવ ને દૈત બુલાયા,
બહુતર કોટિ અસૂર, ક્રોડ તેત્રીશે આયા,
મથ્યો સિંધુ મહારાજ, કાજ દેવનકા કરિયા,
ચૌદ રતન દધિ લીધ, જેમ ઓપે ઇમ ધરિયા,

'કાગ' કહત જય નાથ જય,
હરન દુઃખ જય જય હરિઃ
સિંધુ મથ્યો અશરણ શરણ,
કમઠ રૂપ ધારણ કરી. ૨

### વરાહ

તૃતિય વખત વ્રણગવ, દૈત જાગ્યો વિકરાલં.
રંગહિં ન અટરન દૈત્ય, કોપ સુર કંપ કરાલં;
ધરા લહી અધરાન, જાત પાતાલ ઝપાટે,
તેહિ જાણિ સુર નાગ, મનુજ ભયભીત સપાટે;

ધરર કચ્છ ધર થંભ, ધીર બ્રહ્માદિ ન ધારે,
ધરણિ ભાર સર ધ્રૂજિ, પાહિ મુખ રામ પુકારે;

'**કાગ**' કહત ધર રાવ સુણિ,
રામ રૂપ આપે ધર્યો;
સિયા–હરણ દશશીશકો,
વંશ–નાશ , રણમાં કર્યો. ૭

### કૃષ્ણ

અષ્ટમ વખ્ત, અવિનાશ ! કંસ ધર હુવો કરાલં,
દૈત ઘણા વિકરાળ, કામધેનૂ જન કાલં;
હુવો મહા ભૂભાર, કહે ધર ત્રાહિ અપારં,
સકળ નિવારણ પાપ, કૃષ્ન રૂપે કિરતારં;

કંસ આદિ રાક્ષસ હણ્યા,
અવનિ શાંત હો ઇશ્વરા !
'**કાગ**' કહત, હરિ કૃષ્ણ ! તે,
ધર્મ વેદ સ્થાપ્યો ધરા. ૮

### બુદ્ધ

નવમ વખ્ત, નારા'ણ ! જુગ કળિ ધર પર જામ્યો,
ચાર ધર્મનો નાશ, વેદ મારગ પણ વામ્યો;

દેખ ડર્યા મન દેવ, રાજ સુરપતકો લીજે,
વિયાકળ સબ 'વિબુધ, દયા કર ધીરજ દીજે,

'કાગ' કહેત બાળ છળનકો,
લઘૂ સ્વરૂપ નાથે, ધર્યો;
વામનએ વરાટ હુઇ,
ભુવન તીન ત્રયપદ ભર્યો. ૫

## પરશુરામ

છઠે વખત, સુરરાય આપ ધાર્યો અવતાર,
જમદગ્ની હો તાત, માત રેણુકા ધાર;
કામધેનુ હિતકાર, દેવ હિતકાર દયાળ,
પરશુરામ પરમેશ, રોપ જ્વાળા વિકરાળ;

ઈકવીશવાર નિક્ષત્રિ ઇળા,
ધોમ પરશુ કર ધાર તેં;
'કાગ' કહેત, પરશુધરન!
ઊતાર્યો ભૂ ભાર તેં. ૬

## રામ

સપ્તમ વખ્ત સુરેશ! દૈત્ય લંકાપતિ રાવન,
ડરે શેષ દિગપાળ, પુત્ર મહ ઈંદ્રિ નસાવન;

## " રણછોડરાયજી (પીપાવાવ) ની સ્તુતિ "

### દોહા

જય જય નાથ જદુપતિ, જય સુખ આઠે જામ;
જય મહિમંડન જગપતિ, કૃષ્ન પૂરણ જય કામ. ૧

એક એક તુંહી એક છો, એક એક અવિનાશ !
એક તુંહી આશા પરે, પૂર્ણ એક પરકાશ. ૨

રામ ! રમાપતિ રામ તું, શ્રીપતિ મહુપતિ શામ;
કૃષ્ન પૂરણ કમળાપતિ, ધરપતિ જય સુખધામ ! ૩

દ્વારાપતિ ! દામોદરા ! [1]નાકપતિ ! નારાણ !
ગોપતિ ! જય ગોવિંદ તું, પતિ-રાધે ! પરવાણ. ૪

સુરપતિ જનપતિ શ્રીપતિ, નરપતિ જય મમ નાથ !
'કાગ'પતિ હરિ કૃષ્ન ! તું, [2]રયિણપતિ સમરાથ ૫

### છંદ ભુજંગી

નરાં નાથ સમ્રાથ નાગાથ નાથં,
અરૂપં અરેખં અલેખં અગાથં,
જનં રક્ષ તૂ ભક્ષ આસૂર જાનં:
અમાનં તુંહી એક જે હો અગાન ૧

૧ સ્વર્ગપતિ ૨ પૃથ્વીપતિ

ભણ્યા શૂદ્ર તે વેદ, બ્રહ્મ વેદ જ નહે જાણે,
ક્ષત્રિ ધરમને છાંડ, પંથ અવળા બહુ તાણે;

પાપ રૂપ પરજા બની,
કમઠ શેષ દિગ ડણકણ્યા;
ધરી સમાધિ ધ્યાન ને,
બુદ્ધ રૂપ આપેં બણ્યા.

## નિકલંક-કલ્કિ

દશમ બખ્ત, હે દેવ! રૂપ નિકલંકી ધારો,
પાપ વૃંદ ઉથાપિ, ધરાનો ભાર ઉતારો;
એક એક તુંહિ એક, એક હો દીનદયાળાઁ,
આપ કૃપાના-ધામ ! અસુર ઉપર વિકરાળ;

દશ રૂપ ભૂપ ત્રય-ભુવનકે,
ધામ-પરમ કાને ધરો;
કૃષ્ન-બ્રહ્મ-નિકલંક! જય,
'કાગ' શીષ કરુણા કરો. ૧૦

卐 卐

દયા સાગરં નાગરં રૂપ દિવ્યં;
સદા સાગરં તારનં પાવ સેવ્યં. ૬

ગરુડેશ ! ગોપેશ ! ગોવિંદ ! ગેશં,
મહિ–ઇશ ! રાધેશ ! નાથં મહેશં,
અરેશં અદેશં નમામિ અશેષં;
વિરંચેશ વિશેષ જૈ હો અવેશં. ૭

ધરા મંડનં ખંડનં તૂં ધરેશં,
સહુ પાલનં ઢાલનં તૂં વશેશં,
દયાધામ ! તૂં રામ તુંહી અડોલં;
તવાં, નાથ ! જૈ નાથ જૈ તૂં અતોલં. ૮

હરિ જૈ મહારાજ ! તૂં દુઃખ હારં,
ધરા કોટિ બ્રહ્માંડ તૂં રોમ ધારં,
મહારાજ ! તૂં કાળ વિકાળ મારં;
કરાલં તુંહી જ્વાળ કાહૂ ન કારં. ૯

ભયંકાર નેત્રં સહુ લોક ભાળં,
વિચાકૃળ દૈત્યં નમામિ વિશાળં,
સદા સૌખ્ય–આગાર જૈ હો નૃસિંહં,
દયામૂળ ના શૂળ તૂં રૂપ દીહં. ૧૦

બ્રહ્માજં પલં એક કોટિ બ્રહ્મંડં,
ખટં વાત ધાર પલ ખંડ ખંડં,
ધરાખંડ બ્રહ્માંડ શ્રી રોમ ધારં;
અવિનાશ ! તું રૂપ જ હો અપારં. ૨

તુંહી ધારનં અંડ માયા ત્રિગુણં,
અને એક તું રૂપ આપેં અગુણં,
[1]સવાં રૂપ આતં નહીં પાર શામં,
ધનં તુંહિ તું એક જૈ સુખ ધામં. ૩

ગિરા વેદ વિશાલ ભુજંગ ગાવં,
પરં નામ તું રૂપ પારં ન પાવં,
મતિ મંદ મેં તો અતિ નાથ મોહં;
સવાં એક જિહ્વા કિહીં આત છોહં.[2] ૪

દયાકંદ મુકુંદ ! આનંદ દેવં,
સદાનંદ ! શ્રીવદ તું પાવ મેવં,
જપે શિવ બ્રહ્મા તુંહી એક જાપં;
અકાલં ગતિ નાથ વિશાલ આપં ૫

જરં તારનં વારનં મોહ જાળં,
ક્રૂહં કાળ લોકાનં તૂહિ કાળં,

૧ વર્ણન કરવું. ૨ છેડો–પાર.

તવાં, નાથ! હે ક્રોધ થોડોક તારો;
અમારો નહીં ક્યાંય, બાપૂ! ઉગારો. ૧૫

મતિ છોટ માતા શિશુને જ મારે,
અહો નાથ! બીજું કિયાંથી ઉગારે,
તવાં, તાત! મેં તો ગ્રહ્યો પાવ તારો;
મહારાજ! રાખો ચહે આપ મારો. ૧૬

ધરાનાથ! મેં નાથ તૂંને જ ધાર્યો,
અવિનાશ! તૂં સાથ રાખ્યે અમારો,
ધનેશ ધનં ઔર વિચાર ધારૂં;
હરિ! તોય ના વીસરૂં નામ તારૂં. ૧૭

કર્યા દોષ, કૃપાલ! જાતા કરીને,
ઘણા હેતથી હામ, વા'લા! ધરીને,
ધરો કાન આ વિનતિ રે'મ ધારી;
ભણું, નાથ! અંતે મહા બીક ભારી. ૧૮

હદા જોરહીં કાળ માથે હડેડે,
કરાલ અવાજેં ત્રિલોકં કડેડે,
ગણું-દેવ ધ્રૂજે મહા ચક્ર સાજે;
ઘૂમે ઘોર બ્રહ્માંડ ગાજે અવાજે. ૧૯

ગ્રહેશં મુનેશં મુનીંદ્રાદિ વંદં,
કૃપા-નાથ! જૈ તુંહિ આનંદ કંદં,
તુંહી એક નાથં અનંતં ત્રિધામં;
રમેશં જનંપાલ જૈ કૃષ્ન રામં. ૧૧

ગરૂડારૂઢં ગોવરં ગૂઢ જ્ઞાનં,
ભવં પાલ જૈ તેજ કોટાન ભાનં,
ખટારિ ખગેશેશ! જૈ હો ખરારં;
દયા-કદ દ્વિવંદ નાથં દુઃખારં. ૧૨

હૃષિકેશ! રામં રણછોડરાયં,
મધૂગર! મુરાર! જૈ પાર માયં,
હયગ્રીવ! હોમેશ! જૈ ક્લેશ હારં;
અમૂરાર! એકં અનંતં અપારં. ૧૩

[3]પણું પદ્મનાભં પ્રભો! સૈર-પાલં
વિયાકુળ-હૃત્યં નમામિ વિશાલં,
વદે દાસ તું વિનંતિ સુણ, વા'લા!
નથી કેમ જોતો કૃપા-નેણ, લાલાં! ૧૪

અનતો કરે બાળ વાંકં અપારે,
મહારાજ! પિતા કદી નાંહિ મારે,

---

૩ વખાણું.

તવાં, નાથ! હે ક્રોધ થોડોક તારો;
અમારો નહીં ક્યાંય, બાપૂ! ઉગારો. ૧૫

મતિ છોટ માતા શિશુને જ મારે,
અહો નાથ! બીજું કિયાંથી ઉગારે,
તવાં, તાત! મેં તો ગ્રહ્યો પાવ તારો;
મહારાજ! રાખો ગ્રહે આપ મારો. ૧૬

ધરાનાથ! મેં નાથ તુંને જ ધાર્યો,
અવિનાશ! તું સાથ રાખ્યે અમારો,
ધનેશં ધનં ઔર વિચાર ધારૂં;
હરિ! તોય ના વીસરૂં નામ તારૂં. ૧૭

કર્યા દોષ, કૃપાલ! જાતા. કરીને,
ઘણા હેતથી હામ, વા'લા! ધરીને,
ધરો કાન આ વિનંતિ રે'મ ધારી;
ભણું, નાથ! અંતે મહા બીક ભારી. ૧૮

હદા જોરહીં કાળ માથે હડેડે,
કરાલં અવાજે ત્રિલોકં કડેડે,
ગણું-દેવ ધ્રૂજે મહા ચક્ર સાજે;
ઘૂમે ઘોર બ્રહ્માંડ ગાજે અવાજે. ૧૯

